॥ श्री जगदंबानी प्रेम प्रसादी ॥

# श्री अंबिका गरबावळी.





શ્રી જગદંબાના પ્રેમી ભકતો અને સંગીતના અન્ય સુજ્ઞ શોખીન જનોને નમ્ર વિજ્ઞપ્તિ જે શ્રીની પૂર્ણ કૃપાથી શ્રી અંબિકા ગરબાવળીનાં પ્રથમ અને દ્વિતીય ભાગનાં પુસ્તક છપાઇ બહારપડી ગયાં છે જેમાં શ્રીના ગુર્ણાર્વિંદનાં અત્યુત્તમ પ્રથમ પ્રથક્ રાગરાગણીઓથી વિભુષિત કવનો, (શ્રી માતાજી પર પત્ર, અજાણ્યા માણસને માતાજી દર્શનાર્થે જવા માટે દિગ્દર્શન-માર્ગનો ગરબો વગેરે તથા દ્વિતીય ભાગમાં શ્રીનો થાળ, માતાજીને કુશળ સમાચાર પઠાવેલાનો પત્ર. તથા નવિન-કૃતિની બાર માસની આરતી) રચાએલાં છે, જે પ્રેમપ્રસાદી-રૂપ બૂકની અનુક્રમે કીંમત ફકત ૦-૨-૯ તથા રૂ. ૦-૪-૦ ટપાલ ખર્ચ ૦-૦-૬ પાઈ સાથે રાખેલી છે. સદરહુ બૂકો ઉત્તમ ગ્લેજ કાગળો પર તેમજ દ્વિતીય ભાગ **શ્રી મહિ-ષમર્દિનીના આકર્ષક પ્લેટ સાથે** છપાએલો છે છતાં તેની કીંમત નજીવી રાખેલી છે કારણ કે કર્ત્તાની અભિલાષા તેની ઉપજેલી કીંમતમાંથી છપામણી વગેરે ખર્ચો બાદ જતાં બાકીની રકમ સત્કાર્યમાં વાપરવાની છે તેવીજ રીતે સદરહુ

તૃતીય ભાગની પણ ઉપર મુજબ વ્યવસ્થા કરવા ઇચ્છા છે તો હાલ તાકીદે પ્રથમ તથા દ્વિતીય ભાગની કીંમત પોષ્ટેજ સાથે પોષ્ટ ટીકીટો મોકલી મંગાવી લેશો. કારણ કે હાલ થોડી નકલો સીલક છે. ત્યાર બાદ સીલીક હશે તોજ મળશે માટે તાકીદે આ અત્યુત્તમ (એક પંથ દો કાજના) કાર્યનો અમુલ્ય લાભ મેળવવા ચુકશો નહિ એવી નમ્ર વિજ્ઞપ્તિ છે. માતાજીની નવિન અલંકાર યુક્ત બારમાસની આરતી છુટા પેપર ઉપર છાપેલી તૈયાર છે જેની કીંમત છ પાઇ રાખેલી છે તે પણ પોષ્ટેજ સાથે મંગાવનારને મોકલવામાં આવશે. સદરહુ "તૃતીય" ભાગ છપાવવાના શુભ કાર્યમાં જે જે સભ્યોએ ઉત્તમ સખાવત કરી છે જેઓનાં મુબારક નામો રકમના અનુક્રમે બૂકના છેલ્લા પૃષ્ટે આપવામાં આવ્યાં છે તેમનો આભાર માનવામાં આવે છે અને તેવોજ ઉત્સાહ શ્રીના શુભ કાર્યમાં હરહમેશ રાખશો એવી અભિલાષા છે તેમજ જે જે સભ્યોને, આ શુભ કાર્યમાં ઉત્તેજન આપવા માતાજી પ્રેરણા કરે તે સાભાર સાથે સ્વીકારવામાં આવશે પરંતુ તેઓનાં મુબારક નામો ચાલુ પુસ્તકમાં બહાર પડી શકશે નહિ એજ. જય શ્રી અંબા.

લી. શ્રીનો કૃપાકાંક્ષી બાળ.

**માસ્તર ચુનિલાલ દામોદરદાસ પંડયા.**

ઠેકાણું. લખાવાડ—**નડીઆદ.**



# કંઠાર્પણ,

**રાગ. સદા સંસારમાં-તાલ દીપચંદી.**

**सर्वे शाक्त्याद्दिजाप्रोक्ता, नशैवानचवैष्णवा ।**
**आदिदेविम् उपाश्यन्ते, गायत्रिवेदमातरम् ॥**

જગતમાં જાગતી જગદીશ્વરી છો આદ્ય-અંબા;
પ્રણુમી પાય પડે, પામરો પ્રસાદી જમવા. જગતમાં.

સાખી.

કવન કુસુંમ માળા બની, તુજ કૃપાથી માત,
પ્રથમના બે ભાગમાં, સહાય કરી સાક્ષાત;
સુધારી બુદ્ધિ આણી શુદ્ધિ આઈ દુઃખ સમવા. જગતમાં.
તૃતીય ભાગની માળ આ, ગુંથી તુજ પ્રતાપ,
અર્પું હું ઉમંગથી, સ્વીકારો હરી પાપ;
નહિ પહોંચી મતિ ત્યાં માહારી હે માત અંબા. જગતમાં.
માર્ગ બતાવ્યો માતજી, ચાલ્યો રસ્તે એજ,
પુષ્પો ગુણ કર્મો તણાં, ભક્ત ભાવના સ્હેજ;
સ્વીકારો બાળ માળી માળ કરી કર લંબા. જગતમાં.
કંઠાર્પણ કરી માતજી, ઉર્મી મુજ ઉભરાય,
લળી લળીને નમતો પદે, જય ગબ્બર ગઢરાય;
કૃપાની યાચના યાચે ચુનિ તુજ બાળ અંબા. જગતમાં.

લી. મ્હારો કૃપાકાંક્ષી બાળ.
ચુનિલાલ દામોદરદાસ પંડ્યા.

# श्री अंबिकाजी प्रसन्नोस्तु.

## શ્રી ગણપતિની સ્તુતિ.

### રાગ સારંગ–હરિભજન વિના.

ગણપતિ દેવા ગાન તમારૂં, હરનિશ ચિત્તમાં ધા....રૂં;
કરતો સેવા ધ્યાન ધરીને, વિરમે છે મન મા....રૂં.
તમે ભક્તજનો સુખીઆ કરતા, સેવક તન તાપને પરહરતા;
શિવસુત તમો આનંદ ભરતા.— ગણપતિ.
શુદ્ધિ બુદ્ધિ નારી પાસે; રાખો અહરનિશ આવાસે;
તમ સેવનથી પાતક નાસે.— ગણપતિ.
લક્ષ લાભ સુતની સાથે, બિરાજો લંબો–દરનાથે;
મુશકવાહન છે સંગાથે.— ગણપતિ.
યાચું સહાયે કવનો કરવા, અંબા ગુણ ગાનને મન ધરવા;
શુભકાર્યો તુજથી સુધરવા.— ગણપતિ.
માટે સહાયે આપો મુજને, ભયહારી ભજતો હું તુજને;
પાળી સંભાળો તનુજને.— ગણપતિ.
નટપુરનર નામ હૃદય ધરતો, ભગવતી ભજનને આચરતો;
ચુનિલાલ સદા આનંદ કરતો.— ગણપતિ.

### ગીતિ.

ભગવતી ભાવે ભજવા, ભજન ભકિતથી ભણું ભ્રાન્તિભાગી;
ભજવ્યું ભટ્ટ મેવાડે, ભીડ ભંજનનું ગાન સ્વાર્થ ત્યાગી.

અર્પું અમૃત જેવી, પ્રેમ પ્રસાદી કવન કુસુમ માળા;
ગાન ગાઓ અંબાનાં, ભવબંધનથી મુક્ત થવાવાળા.
નટપુર નગરી મ્હારી, વલ્લભ ધોળા જ્ઞાતીજન મ્હારા;
તે પંથે પરવરીઓ, બહુચર અંબા હૃદય વહે ધારા.
ભુલચુક નવ ગણુશો, હંસ સ્વરૂપે ન્યાળીને ભાઇ;
સુધારી સુસ્નેહે, પ્રેમે ગાઓ સૌ અંબા આઇ.

---

રાગ-વારી જાઉંરે સાવરીઆ તુંપે વારણાંરે.

વારી જાઉં હું અલબેલી અંબા મા-તજી....રે અંબા
(૨)-વારી.
ભગવતી ભીડ હારી હે માજી, નામ જપે સુર બ્રહ્માદિ ગાજી; (૨)
મહાકાળી મહાલક્ષ્મી, સુણજો વા-તજી....રે સુણજો (૨)-વારી.
ચંડમુંડ ચોળ્યા રણમાંહી, મધુ કૈટભ માર્યો છે જયાંહી; (૨)
વિમળ વ્હાર કરીને, કાપ્યાં પા-તજી....રે. કાપ્યાં (૨) વારી.
ચદુરામને કરૂણાકીધી, ઘેર પધારી આશિષ દીધી; ( ૨ )
અર્પી નવનિધી, તેં શ્રી સાક્ષા-તજી....રે શ્રી (૨) વારી.
તેવી રીતે ભકત બાળને, સહાય કરી ત્રિપુરી તું પાળને, (૨)
કરગરતો કર સ્હાય, ચુનિ તુજ મા-તજી....રે ચુનિ (૨) વારી.

---

રાગ-પુનમચાંદનીનો.

ચાલો ચતુર ચતુરા રમવા ચાચર ચૉકમાં....રે,
ભજતાં ભુવનેશ્વરીને, ભવનાં પ્રાયશ્ચિત જાય.
ન્યાળી કૃપાળી બિરદાળી મા બિરદને સાચવો....રે.

સાખી.

આનંદ ઉદધિ ઉછળતો; હરનિશ આણે ઠામ;
પ્રેમીજન સંગે મળ્યા, ભકતો શ્રીના તમામ.
અંબા અલબેલીનું સ્તવન કરો સહુ ભાવથી....રે;
પ્રેમે રહેમે પામો પરમેશ્વરીનો પ્યાર—ન્યાળી કૃપાળી.
ગુણ ગાઓ ગાયત્રીના, ગગન ગાન ગર્જાય;
ભગવતી ભીડ ભંજની સદા, ભજતાં દુઃખ પળાય.
શાન્તાશાન્તિ દેવી શરણ રાખીને આપશે....રે;
વિનતી ચુનિલાલની માજી ધરજો ધ્યાન. ન્યાળી.

રાગ-ઉગ્યો સખી સૃષ્ટિનો શૃંગાર આજ.

અંબા પ્રેમ દર્શને અપાર આજ, રહેમે નજર ઠારી દેખે માતજી.
—અહા નજર ઠારી દેખે માતજી;
ભાળી ભકત પ્રેમની પ્રસાદી આજ, સ્તવન કરે બાળો—
—સહુ માતજી. અહા કરે બાળો સહુ માતજી.

સાખી

સુંદર અંગ સોહામણું, શણગારે સોહાય
તેથી અધિકા પ્રેમથી, ભકત ભાવ ઉભરાય.
માજી મતબાળી માયાળી, મમતા રાખીને....રે;
ભજતાં ભકત જનોની, અરજી નેહે પાખીને....રે.
ધરોને બાળ જનનું કથન તમે ધ્યાન;
પ્રિતે કરાવો ભકિત સુધા રસ પાન.—માજી મતબાળી.

[1]લાલ [2]પાલ [3]ગણી બાલને, [4]ન્યાલ વ્હાલ ધરી આઇ;
ચુનિલાલ તુજ નામમાં, લીન રાખ સદાઇ.
તન મન ધન સહુ મેં તુજ નામ સાથે સાંધીયું....રે
જેથી જગ્ત જનની માત, ગઠડીએ બાંધીયું....રે
માટે મહાકાળી મંમાયા રાખો માન;
કરૂં હું નિત્ય અંબિકા આરાસુરી ગાન. તન મન.

—અંબા પ્રેમ.

---

પ્રભાત રાગ-જાગો જાગોરે મ્હારાં ઉજમાળાં બ્હેન કે.
જાગો જાગોરે, જગની હે જનેતા કે વ્હાણેલાં ભલાં વાયાંરે;
બોલ્યા બોલ્યારે, રૂડા પોપટ મેંના કે—વ્હાણેલાં.
આવ્યા આવ્યારે, ભૂતળના ભકતો કે;—વ્હાણેલાં.
જોવા જોવારે, માજી મુખનો તખ્તોકે.—વ્હાણેલાં.
ગાવા ગાવારે, ગીત ગાન રસાળાંકે;—વ્હાણેલાં.
ન્હાવા ન્હાવારે, નામ નીર રૂપાળાંકે.—વ્હાણેલાં.
ઉઠો ઉઠોરે, ઉમીયાજી ઉમંગેકે;—વ્હાણેલાં.
દેવા દેવારે દર્શન શુભ સંગેકે.—વ્હાણેલાં.
શોભે શોભેરે, શણુગારથી મુખકે;—વ્હાણેલાં.
લોભે લોભેરે, લાલનું મન સુખકે.—વ્હાણેલાં.
માજી ભાળ્યું મેં, મુખડુ સુ રસાળુંકે;—વ્હાણેલાં.
દુઃખ દારિદ્રરે, દૂર થયું કૃપાળુકે.—વ્હાણેલાં.

---

૧ પુત્ર. ૨ પાળવું. ૩ બાળક ૪ નિહાળ (જો)

બાળ જાણીરે, નિત્ય દર્શન દેજોકે;—વ્હાણેલાં.
ભૂલચૂકરે, ચુનિલાલની સહેજોકે.—વ્હાણેલાં.

રાગ–શું નટવર વસંત થેઈ થેઇ નાચી રહ્યા.

આજ ચાચરે ચકોર ચિત્ત ચાલી ગયું; (૨)
ચાલી ગયું મન મ્હાલી રહ્યું........આજ.

સાખી.

ચાચર ચૉક તણી મઝા, ભોગવવાને કાજ;
મનહર લીલા માતની, વર્ણવતા સુખસાજ.
વિધ વિધ વેષોની સાથ, રમતા રંગેરે;
નિત્ય ભોગવતા આનંદ, પ્રેમી સંગેરે.
શ્રાવણ સંઘ સોહામણો, શાન્તિ ઠામે ઠામ;
અગણિત નર ને નારીઓ, ગાએ આઠે *જામ.
વાણી મધુરી કાઢી, લ્હેકે લઇ તાળી;
ગરબા ગુણવંતી ગાય, ભજતાં બિરદાળી.
માજી આશિર્વાદ માગતાં સહુ;
દર્શ ગાન ચુનિલાલે પ્રેમથી કહ્યું.
પ્રેમથી કહ્યું ભલા ભાવથી ચહ્યું.........આજ.

રાગ—મોરી બૈયાં ન પકરો ગિરિધારી શ્યામ.

આઇ શરણમેં આ....યો તુમ્હારે આજ;
તુમ લાજ રખોને, ગરી....બ નિવાજ. આઇ.

* પહોર.

આરાસુરમાં વાસ તીહારો, ( ૨ )
ચાલી આવ્યો રાખો ભક્ત લા....જ. આઇ.
મતબાળી મહાકાળી માયાળી; ( ૨ )
મ્હેર કરી કરો દીન કા...જ. આઇ.
નિરંજની નિરાકારી મા અંબા; ( ૨ )
છો તમે સેવક શિરતા....જ. આઇ.
ચુનિલાલ તુજ શરણે આવ્યો; ( ૨ )
સ્વીકારોને તનનો અવા....જ આઇ.



ગરબો—રાગ-સમી શર્દ પુર્ણિમાની રાત્રીને વિષે.

જગદંબ, કર લંબ, કર માજી મા....વડી;
ગિરીધારી તુજ ચરણુ પડી પુજી પા....વડી.
યશોદાજીના નંદન, કંસનિકંદન, સહાયક—
રૂકિમણીનાથ. જગદંબ.
આશા આપી તેની માતજી નિભાવી તેં,
પ્રેમી યુગલ જોડી, જોડી આપીઆં તમે;
જગદંબ, કર લંબ, કર માજી મા....વડી.
સદા આશ, રાખી પાસ, ને પુજાવો પાવડી,
ગુણુ ગાઈ ધાઇ આવ્યો, લાલ દિકરો;
ગોદમાં ઉપાડી મિષ્ટ ચુંબન કરો,
જગદંબ, કર લંબ, કર માજી મા...વડી;
ચુનિલાલ, ધરી વ્હાલ, ને પુજે તું પા....વડી.

## રાગ—આગળનો. જુદા પ્લાટપર.

શુભ શ્રાવણના સંઘ કૃષ્ણપક્ષને વિષે,
ચાલે ભક્ત ચતુર્દશીએ આનંદમાં દીસે;
જગ્ત જનની જોવાને, પાતક ખોવાને,
આવીઆ પારે તમામ. શુભ.
દર્શનની આશ, રાખી પાસ, ને પળાવજો;
બાળ તણી આળ ઝાળને ટળાવજો. શુભ.
ચુનિલાલની વાણીને, બાળક જાણીને;
હૃદયે ધરશો માત. શુભ.



## રાગ-મેમાન થયા તમે મ્હારા અથવા (બનજારો)

જય અંબા આદ્ય ભવાની..., છો જ્ઞાનેશ્વરી સુરજ્ઞાની;
શુભ લાગણી રાખો દયાની...., બિરદાળી બિરદ પિછાની.
શ્રી સંઘ શ્રાવણે આવે, અર્ચન પુજાપો લાવે;
સ્વીકારો પ્રીતિ આણી.— બિરદાળી.
નટપુર અમદાવાદ સાથે, પેટલાદ ભક્તો સંગાથે;
ત્રંબાવટી નર સહેલાની.— બિરદાળી.
વટપદ્ર વડા વરણાગી, ભક્તિ માજીશુ. લાગી;
નહિ કરશો પાછી પહાની.— બિરદાળી.
સુખ શાન્તિ મા દેનારી, શ્રી તુજપર જાઉં ઓવારી;
હું વિનવું જોડી પાણિ.— બિરદાળી.

જો અવગુણ હોયે માડી, કાપી દ્યો દા’ડી દા’ડી;
જગમાંહી સકળ ગુણ ખાણી.— બિરદાળી.
વિશ્વાસે તુજ હું આવું, જગદંબાના ગુણ ગાઉં;
લઉં માજી નામની લ્હાણી. બિરદાળી,
મા ખડ્ગ ખપર શુળપાણિ, જગમાં આરાસુર રાણી;
તુજ વિણ નહિ અન્યને જાણી.— બિરદાળી.
શાન્તિ શાન્તિ મા દેજો, બાળક સંભાળી લેજો;
સુત ચુનિલાલની વાણી.— બિરદાળી.



નવિન તરજ-તાલ-હીચ.

હાંરે મન મહાલ્યું માહેશ્વરીને...મળવારે;
ચિત ચાલ્યું ચંડિકાજી ચર્ણ..ઢળવારે.--મન.
પ્રેમે દર્શન કર્યું, પાન અમૃત ભર્યું;
બાળનું કાર્ય સર્યું, દુઃખ ટળવારે.--મન.
ભક્ત ભાવ લાવી પ્રિતે, માતજી નિભાવજો;
શાન્તિ સદન દેઇ, તુજ નામને સોહાવજો.
માજી ખુબી સારી, જાઉં હું ઓવારી,
સહાય માગું તા’રી પાળજો.--મન.
ગુણ ગાન ગાઉં, તુજ નામના રિઝાવજો;
પ્રેમ રસ પાઇ, ચુનિલાલને ધરાવજો.
જેથી ભજુ આઇ, તને અંબે માઈ, રહેમ સદાઇ લાવજો.-મન.



## રાગ–ગજગામિની.

જગદંબિકા, ( ૨ ) વ્યાઘ્રે ચઢીને આવેરે;
પ્રકંબિકા, ( ૨ ) કરૂં હું ભક્તિ ભાવેરે.––જગદંબિકા.
મહિષમર્દિની, અસુરગર્દિની, ચંડમુંડની કાળ; ( ૨ )
રૂષિદેવની સહાયક શાન્તા, (૨) ભગવતી દીનપ્રતિપાળરે.–જગ.
કરૂણાળી કરૂણાકર અંબા, કૃપા સાગરી માત, (૨)
ભક્ત વત્સલી, ભવતારણ મા, (૨) ભગવતી ભજુ દિન રાતરે–જગ.
ચુકુ નિજ ધર્મો નહિ માજી, લાગું લળીલળી પાય, (૨)
પંડિત તુજ આગે નહિ આઇ, (૨) પાળો દાસ સદાયરે.–જગ.



## રાગ–હું મસ્તાની પ્રેમની.

આધાર છે તુજ નામનો જગદંબ માતજી, હાંરે જગદંબ.
પ્યાલો પીધો મા શ્યામનો, સુણી હ્યોને વાતજી–હાંરે–સુણી.
આધાર.
આવીઓ તુજ બાળ તેને, લ્યો ઉગારી આજ;
દયાળી દીલધારી દીન, ટાળો પાતજી. હાંરે (૨) આધાર.
તાર્યા ભક્ત તેમ તારો, વાર નવ કરો;
સુધારો મતિ માહ્યરી, શિખવી ધાતજી. હાંરે (૨) આધર.
અકળકળા માતજી, કળાય નવ કળી;
ભરાયો ભવ જાળમાં, ભજુ પ્રભાતજી. હાંરે (૨) આધાર.
માત, તાત, ભ્રાત, માજી, તુજને ગણું;
ચુનિલાલ નામે તરે, વિપ્ર જાતજી. હાંરે (૨) આધાર.

# નવરાત્રીનો ગરબો.



### રાગ-બડા ચતુર પેલો ટોપીવાળો.

ભજતાં શ્રી અલબેલી અંબા, ભવનાં પ્રાશ્ચિત જાયરે;
ગુણ ગાયત્રીજીના ગાતાં, મનવાંચ્છિત ફળ થાયરે. ભજતાં.
આરાસુરમાં વાસ તમારો, ગબ્બર ગઢ સોહાયરે;
બિરદાળીમા બિરદ સંભાળી, આનંદ આપ સદાયરે. ભજતાં.
રંક જનોની રક્ષા કરતાં, હર્ષ વધે મન માંહીરે;
બાળ ગણી સંભાળી રાખો, તન મન અર્પી ત્યાંહીરે. ભજતાં.
નવરાત્રી નવરંગે મ્હાલે, ગાયે ગરબા સંગેરે;
સાહેલીઓ સહુ મળવા આવે, આનંદ ઉછળે અંગેરે. ભજતાં.
મધુકૈટભ, મારણ માતાજી, મળતાં સ્વાગત કરતાંરે;
ચાચર ચોક ચોકાવે ચિત્તને, ચૌદશ રાગ પસરતાંરે. ભજતાં.
અગણિત ભક્તો જય ઉચ્ચારી, ખમાખમા મુખ ભાખેરે;
અંબા પાછળ દેવી બહેનો, ફરતી સુસ્વર દાખેરે. ભજતાં.
તે દિન વાધ્યો હર્ષ અતિશય, લ્હાણી પ્રેમે પાતાંરે;
પ્રેમ પસાદી પામી પોતે, સ્થાને ચાલી જાતાંરે. ભજતાં.
વળતે દિન પ્રેમી સંમેલન, ભગવતીઓનું થાતુંરે;
અખંડ રાત્રી નવરાત્રીની, સૌકો ગરબા ગાતુંરે. ભજતાં.
જેથી ભક્તો પણ સૌ ગાતા, ચહાતા અંબા નામરે,
ભગવતી ભવનાં પ્રાશ્ચિત હરતી, દેતી અવિચળ ધામરે. ભજતાં.

ગાઓ ગરબો નવરાત્રીનો, ગજબ ગાન ગર્જાયરે;
સૌભાગ્ય સંતતી અર્પીને, સારદા દેતી સહાયરે. ભજતાં.
જનક તનયા હરણ થયું તવ, રામ શોક ચિત્ત થાયરે;
મુનિ નારદજી પોતે પધારી, શાન્ત્વન દેતા ત્યાંયરે. ભજતાં.
નવરાત્રી વ્રત નવરાત્રીનું, કરતાં સુખ સધાયરે;
દીન દયાળી દારિદ્ર ટાળી, દેતી શાન્તિ સદાયરે. ભજતાં.
નારદજીએ રામચંદ્રને, કરાવ્યું વ્રત એજરે;
વ્રત પ્રભાવે વર મળ્યો છે, દેવી દુર્ગા સહેજરે. ભજતાં.
દશરાદિને રાવણ રોળ્યો, વ્રત તણે પ્રતાપેરે;
મહા માયાજી મહેર કરીને, દુઃખ દારિદ્રો કાપેરે. ભજતાં.
માટે જન સુખીયા થાવાની, આદરવી આ વાટરે;
ભકતજને ભકિત આદરવી, મોક્ષ પામવા માટરે. ભજતાં.
મન વાંચ્છિત ફળ માજી આપી, સુખીઆ કરતી સદાયરે;
ચુનિલાલને ચિત્ત ધરીને, ચૂકો નહિ કદાયરે. ભજતાં.



રાગ—કર્મનો મર્મ કહો કોણ કળે ?

ભક્ત સહુ અંબા નામ મન ધરે,
જગતમાં જગદંબા સુખ કરે. ભક્ત.
પ્રેમ પદારથ પામીએરે, ભગવતી કરે જો સહાય,
દુઃખ દારિદ્રને વામીએરે, મનવાંચ્છિત ફળ થાય,
બાજી સહુ માજી વિના નવ ફરે. (૨) ભક્ત.

યોગી અજન્મા આદરેરે, ધ્યાન હૃદયની માંહી;
વિષ્ણુ અજ યજન કરેરે, જગતજનની જ્યાંહી,
અન્યપર પ્રેમ પૂર્ણ નવ ઠરે. ( ૨ ) ભક્ત.

માટે જન સહુ ભાવથીરે, રાખો અવિચળ પ્રેમ;
સુખશાન્તિના લ્હાવથીરે, મેળવો માજીની રહેમ;
સુભાગી નામ નીર ઉર ભરે. ( ૨ ) ભક્ત.

ગાય ગુણીજન ગાનથીરે, અંબા નામ ઉચ્ચાર;
શુદ્ધ ચિત્તે શુભ માનથીરે, ધ્યાન હૃદયમાં ધાર;
ચુનિ મુખ નામનો જાપ આચરે. ( ૨ ) ભકત.



## ઢોંગી ભકતોને માટે.



રાગ—ઉપરનો–કર્મનો મર્મ કહો કોણ કળે ?

ભકિતનો ભરમ કહો કોણ કળે ?
ભોળા ભરમાઇને તે...માં ભળે. ભકિતનો.

બગ, ઠગ, ઢોંગી ભકતોરે, છેતરી વિત્તને હરે;
પાછળથી પસ્તાઇનેરે, ભવમાં ફેરા ફરે;
માટે સુભકિત ઉરમાં વ....ળે. ( ૨ ) ભકિતનો.

સ્વારથ ભકિત ન કામનીરે, નિઃસ્વાર્થે સહુ થાય;
જરૂર નથી કાંઇ દામનીરે, ભકિતનો એ મહિમાય;
ભામટા ભકત દામથી ચ...ળે. ( ૨ ) ભકિતનો.

દામે દેવી નવ રીઝેરે, પ્રેમે રીઝે માત;
શુદ્ધ પ્રેમથી જે ભજેરે, જાણો ઉત્તમ જાત;
ત્રિવિધિ તાપો તેના ટ...ળે. (૨) ભકિતનો.
ભગવતી ભયથી ચાલતાંરે, આવે ન ઉણી આંચ;
દુઃખ દયાળી ટાળતાંરે, આપે પદારથ પાંચ;
શુદ્ધ પ્રેમીને માજી ફ...ળે. (૨) ભકિતનો.
ભક્તિ વશ ભુવનેશ્વરીરે; ધરતી મસ્તક હાથ;
વ્હાલ ધરી વાઘેશ્વરીરે. વર દે ગણી અનાથ;
જેથી ઢોંગી ભકતો બહુ બ...ળે. (૨) ભકિતનો.
આડંબર નહિ રાખતાંરે, રાખો નિર્મળ ચિત્ત;
અંબા નામને દાખતાંરે, મળશે મોક્ષ અચિત્ત;
ચુનિલાલ વળગ્યો મા તુજ ગ....ળે. (૨) ભક્તિનો.



### રાગ—સખી સ્વપ્ન મહી મન મોહનની.

શ્રી નામ તણી માળા ધરતો, હરદમ સુનીતિ આચરતો;
અંતરમાં રસ અમી ઝરતો, હૃદયે ગુણ ગાન સદા કરતો.
વિરાજ્યાં સિંહાસન સ્વારી, માજી તું પર જાઉં વારી;
કાશી તિર્થો તમને ધારી, ભજતો આ બાળક બિરદાળી.
જીવન અર્પણ કીધું તુજને, તું મારે કે તારે મુજને;
ભવ ફેરો ટાળી તનુંજને; લખવા બળ આપો આ ભુજને.
ગગને ગુણ ગાજી રહ્યા અંબા, ભજને ભય ભાગ્યે જગદંબા;

તરવા ભવ નીર તણા બંબા, આવ્યો ચાચર ચોકે રમવા.
બાજી સહુ માજી હસ્ત મહી, સુખીઓ કરવા કર સ્હાય સહી;
કહુ નારાયણીનું નામ ચહી, રસનાએ વાણી સદાય વહી.
ચુવાળે બહુચર વાસ તમો, પાવેગઢ કાળી માત ગમો;
નિર્મળ તુળજા દુષ્ટોને દમો, ગુણગાન તણો શુભ આજ સમો.
લાભો અર્પી સુત સુખી કરો, ભવાની ભવનાં ભય હરો;
લક્ષ્મીજી મસ્તક હાથ ધરો, બાળો સંભાળી અભરે ભરો.
પંડિત પુર જોસે માત ભજે, ગાયત્રી ગુણને પ્રેમે સજે;
આદ્યાક્ષર દુર્ગુણ સર્વ તજે; બિરદાળી બિરદ સાચવજે.
તુજ નામ મુનિ માર્કંડ વદે, ચંડી કવચોના અંત પદે;
નટપુર નરને તે હૃદય સદે, ગાયે ગુણ ગાન નમી તું પદે.
ભવનાં ભય પ્રાશ્ચિતને હરવા, દુઃખ દારિદ્ર સૌનાં પરહરવા;
જગદંબા જશને ઉચ્ચરવા, ચાલો ચાચર ચૉકે ફરવા.



રાગ–શું રે કરવું છે રાણા. ( ૨ )

અંબા ભજુ હું જગદંબા ભજુ, પ્રેમે કરે કરમાળા ગ્રહી
અંબા ભજુ.

આ રે સંસારે અવસર ફરી નહિ આવે આવો; ( ૨ )
ભવનો ફેરો ટળવાનો માર્ગ સજુ. ( ૨ )—પ્રેમે.
જુઠી સહુ જાળ માયા બંધનની જાણીરે; ( ૨ )
કુબુદ્ધિ લોભ મોહ મત્સર તજુ. ( ૨ )—પ્રેમે.
ભગવતી ભય હારી જાણું છું અંબારે; ( ૨ )

અન્ય વાત કાંઇને હું નવ સમજું. ( ૨ )—પ્રેમે.
જીવનનું ફળ અંબા ઠરવાનું ઠામરે; ( ૨ )
મેળવવાનું નથી ચુનિનું ગજુ. ( ૨ )—પ્રેમે.



## શ્રી માતાજીને જમવાનું નિમંત્રણ.

### રાગ-બોલો મા'રા પ્રેમી પોપટજી બોલ બોલો.

આવો જગજનની અલબેલી અંબા આવો, આવો, આવો,
મ્હારે મંદિર આવો.
લાવો નેહ બાળ તનુજ પર લાવો, લાવો, લાવો,
ભકતોને મન ભાવો.— આવો જગજનની.
પુષ્પથી વધાવું માત અંબિકાને ભાવે,
લાડ કરી વ્હાલ ધરી પ્રેમ પાન પાવે, પાવે, પાવે;
સંકટ સર્વ જાવે.— આવો જગજનની.
બેસણું સિંહાસન આપનું ઠરાવું,
ચંદની ચંદરવા રેશમના ભરાવું
બત્રીસી સામગ્રીઓ માતને ધરાવું, ધરાવું, ધરાવું,
પ્યાલા પયે ભરાવું.— આવો જગજનની.
તેત્રીસ જાત તણાં શાકને વઘારૂં;
ભાવતાં ભોજન કનક થાળ માંહી ધારૂં,
જમણુ કરો માત એજ બાળને છે પ્યારૂં, પ્યારૂં, પ્યારૂં,
ઉમંગને વધારૂં— આવો જગજનની.
જળ પાત્ર પાન કાજે ગંગોદક લાવું;

મુખવાસ તામ્બુલની બીડી મન ભાવું;
આવે સદા આનંદ ચોઘડીઉં આવું, આવું, આવું,
ભજન તુજ ગાઉં.— આવો જગજનની.
ચુનિલાલ વ્હાલથી વદે મા પ્રેમ આણી;
મંદિરે પધાર્યો બાળક કનૈયો જાણી;
નેહ ધરી પ્રેમ મય કીધી શુદ્ધ વાણી, વાણી, વાણી;
કૃપાની એ એધાણી.— આવો જગજનની.
પ્રેમ સર્વ પ્રેમી પરે રાખો માત શાણી,
જગત જશ ગાય ગણી આરાસુર રાણી;
વદે વેદ વાણી ભક્તિવશ તુને જાણી, જાણી, જાણી,
સ્હાઓને બાળ પાણિ. આવો જગજનની.

રાગ-હમે જઇશું, હવે હમે જઇશું રાજ.

તમે આવો, હવે તમે આવો માત, સ્હાય કરો આરાસુરી;
—તમે આવો.
સુખશાન્તિને વરસાવજો, પ્રેમે પ્રીતિ પ્રસરાવજો;—તમે આવો(૨)
જગદંબા નિત્ય પ્રસંગ પાડી, દર્શન દેજો દા'ડી દા'ડી; (૨)
શુદ્ધ હૃદયથી ભજતા ભક્ત વધાવજો, સોહાવજો.—તમેઆવો(૨)
ભક્ત ભજન ભજતા તુજ માડી, વૃદ્ધિંગત કર કુટુમ્બવાડી (૨)
સમૃદ્ધિ સુખશાન્તિ દઇ દિપાવજો, બોલાવજો.—તમે આવો. (૨)
ચુનિલાલ તુજ ગાન કરીને, અંતર અંદર ધ્યાન ધરીને. (૨)
નામ સ્મરે માતૃભાવે ઉર લાવજો, મન ભાવજો—તમેઆવો.(૨)

## રાગ-ગોવિંદ ગુણ ગાઓરે.

અંબા અર્ચને આવોરે, શ્રીનાં દર્શને આવોરે. હે નરનાર.
અધમ ઑદ્ધારિણી, ભવજળ તારિણી; (૨)
રસનાએ માજી ગુણ ગાઓરે. (૨)-હે નરનાર-અંબા.
ભગવતી ભય હારી, ભજો નેહે ભારી,
કુબુદ્ધિ ટાળી દેશે, સદ્‌બુદ્ધિ સારી;
પ્રેમ પ્રસાદી પાઓરે. (૨)-હે નરનાર-અંબા.
બ્રહ્મા વિષ્ણુ મુનિ આદિ ગુણગાન કરતા,
મહારૂદ્ર ગાન ધ્યાન હૃદયમાં ધરતા;
ભજન ઉમળકો લાવોરે. (૨)-હે નરનાર-અંબા.
એકાગ્ર ચિત્તે, ભજો ભાઇ નિત્યે,
સ્તવન કવનનું, કરો તમો પ્રિત્યે;
ચુનિલાલને મન ભાવોરે. (૨)-હે નરનાર-અંબા.
શાન્તિ સદન માંહી, હૃદય મંદિર જયાંહી,
ભવાની ભવાની ગાઓરે. (૨)-હે નરનાર-અંબા.



## રાગ-સોહિણી.

જય, જય, જય, જય, જગદીશ્વરી;
પડી પાય નમું અચળેશ્વરી. જય.
ત્રિગુણાતીત તુજ ભાવ પ્રકાશિત, પસરાવ્યો સદ્‌ભાવ સુવાસિત;
ભકત ભજે ભુવનેશ્વરી......................જય.

ચંડ મુંડ ચોળ્યા રણમાંહી, મધુ કૈટભ માર્યો છે જ્યાંહી;
સહાય કરી વાઘેશ્વરી..................................જય.
મહિષ મર્દવા મધુપાનથી, દુષ્ટ હણ્યો અસી કાઢી મ્યાનથી;
કાપ્યાં કષ્ટ સુરેશ્વરી..................................જય.
જય, જય, જય, વ્યાપ્યો જગ માંહી, સનકાદિક ગુણ ગાતા ત્યાંહી;
શાન્તિ સારી પરમેશ્વરી..................................જય.
ભક્ત ભજનથી ભાવ ધરીને, કષ્ટ હર્યાં કલ્યાણ કરીને;
સ્તવે ચુનિ આદ્યેશ્વરી.............. .......જય.

## રાગ-આન બાન જીયા મિલાવો.

જ્ઞાન દાન અંબિકા અર્પશો. (૨)
જગદિશ્વરી જપતા જાપ, જગજીવનનાં હરીઆં પાપ (૨)
પ્રેમમયી થઇ આપો આપ, (૨)યાચતો હું જ્ઞાનદાન. અંબિકા.
અજ વદે વેદની શુદ્ધ વાણી, રૂદ્ર ભજે ભવાની મા જાણી; (૨)
નારદ ગાન કરે સુર તાણી,(૨)બીન બજાવી જ્ઞાન દાન.અંબિકા.
શક્તિ તન મને વ્યાપક અંબા, બાળ ગણીને કરો કર લંબા;(૨)
નિરાધારે હું આવું છું રંબા, [૨] ચુનિલાલ યાચે જ્ઞાન-
દાન. અંબિકા.

## રાગ-બાળા જા તું તપોવનમાં. (આશાના સુર)

જગમાં જગદંબા જશ દીએ;પ્રેમીઓ પ્રેમામૃતને પીએ.-જગમાં.
ભવસાગરને તરવા કેરૂં, નાવ નારાયણી નામ ભલેરૂં;

દેતાં દુષ્ટો બીહે.— જગમાં.
ભજન ભાવથી ભજતાં ઘેરૂં, અજવાળું થયું ધામે ઘણેરૂં;
દર્શન લાભને લીએ.— જગમાં.
ચંડી વિનાયક કળીયુગ માંહી, સહાય કરે સેવનથી ચાંહી;
બાળ આપના છીએ.— જગમાં.
વિપ્ર વ્હાલથી વારાહીનું, નામ રટન કરતો મુખ શ્રીનું;
ચુનિ કર જોડી કી'એ.— જગમાં.



રાગ–અરે જોજે મનાતી ભોળી મેના.

જાગો જાગો અલબેલી જગદંબા, (૨) જાગોને બાળ ભકતો
આવીઆ તુજ દ્વારે;
ત્યાગો ત્યાગો દુઃખો હે દેવી અંબા, ( ૨ ) ત્યાગોને દુઃખ
રાખી સદા તુજ પારે.—જાગો.

હરિગીત સાખી.

દર્શનો તુજ મુખનાં કરવા ધસ્યો તુજ બાળ આ;
પાદ પુજન પાવડી, કરાવી ચર્ણામૃત પા.
પ્રેમના ઉમળકા, પ્રેમીના ચિત્તમાં આવતા;
પ્રસાદી પ્રેમ તણી ગણીને, પ્રેમી પ્રેમ બતાવતા.
માગે માગે ભજન જગદંબા ( ૨ ), માગીને
લાલ[૨] ચુનિ[૧] નમે પાય તા'રે.—જાગો.



## રાગ-ઝીંઝોટી-જંગલો-ગરૂડ ચઢી આવજો ગિરિધારી.

હાંહાંરે આવો ભક્ત ઉમંગ થી આવો, અલબેલી અંબાને વધાવો,
લેવા અમુલ્ય રૂડો લ્હાવો, વધામણું દઈએ રે અંબાને;
ચાલો ગાતાવાતા વાદ્ય સાથે, અરજ કરવા ગબ્બરગઢ નાથે,
પ્રેમે સંભારો અંબા સંગાથે.— વધામણું.
પુષ્પ પુજાપો અખિલ રાખો, ગુલાલ સિંદુર પાત્રે નાખો;
મુખે નારાયણી નામ ભાખો.— વધામણું.
કુંકુમ કેસર ચંદન ભાળું, અત્તરની સુગંધીવાળું;
ભર્યું પાત્ર કનકનું રૂપાળું.— વધામણું.
અર્ગજા અંબર લીધો ધુપ, નમે મા'ને મોટા મોટા ભૂપ;
મા'નું કોટિ સૂર્ય જેવું રૂપ.— વધામણું.
નટપુર પેટલાદના વાસી, દર્શન કરવાના છે અભિલાષી;
રાજનગર નરો ઉલ્લાસી.— વધામણું.
વડનગરા વડોદરાવાળા, પ્રેમી પ્રેમે લહે કર માળા;
ગુણ ગાતા માજીના રસાળા.— વધામણું.
ત્રંબાવટી ત્રિપુરાના ભકતો, સાચવે શુભ આ'વા વખતો;
દ્વારે આવે શ્રીનો જોવા તખ્તો.— વધામણું.
સર્વ પ્રેમ પ્રવાહે તણાયા, માજી સન્મુખ આવી ભરાયા;
અન્ય ભકતો ઘણા ઉભરાયા.— વધામણું.
શ્રાવણ કૃષ્ણ અમાસના દિને, ગાય ગુણીઓ ઘોષ વદીને,
ઓગણીસ તોતેર સદીને.— વધામણું.

ચાલ્યા પુજાપો થાળ ભરીને, વધાવ્યાં માજી પ્રેમ ધરીને;
મુખ ઝાંખી કીધી મા ફરીને.-- વધામણું.
અષ્ટભુજાની અંબિકાદેવી, જુક્તિ જગતમાં જોવા જેવી;
મુનિ માર્કંડ આદિએ સેવી.-- વધામણું.
ખડ્ગ ખપ્પર ત્રિશુળ ધારી, ધરી વાઘ પરે માએ સ્વારી;
દર્શ્યાં નજરે મેં ધારી ધારી.-- વધામણું.
માથે મુકુટ ફૂલની વાડી, કસુંબલ ધરી જરી સાડી;
જય જય હે અંબા માડી.-- વધામણું.
કંઠે ગજમુક્તાના હાર, અન્ય હાર તણો નહિ પાર;
દૃષ્ટિ ટકે ન મા'રી લગાર.-- વધામણું.
હાથે ગજરા ધર્યા ફૂલકેરા, ગુણ ગાય ગુણીઓ ઘણેરા;
માળા લેઇ ભક્તો ફરે ફેરા.-- વધામણું.
માજી અંબાનું નામ ઉચ્ચારે, અન્ય હૃદયમાં નહિ ધારે;
જય જય વદે વારે વારે.-- વધામણું.
પાય ઝાંઝરનો ઝમકારે, સર્વ સારનો અંબા સારે;
ગુણ ગણતાં ન આવે પારે.-- વધામણું.
સુખ શાન્તિની મા' દેનારી, ભવના ભય ભાગતી ભારી;
તારી ઉતારતી ભવ વારી.-- વધામણું.
ભજતાં ભવ પ્રાશ્ચિત જાયે, નારાયણીને નમતાં પાયે;
પામે વાંચ્છિત ફળ સદાયે.-- વધામણું.
માટે ભજો ભગવતી ભાવે, જન્મ મરણ ફેરા જાવે;
ભાવે ભક્તિથી મા' પાસે આવે.-- વધામણું.

યાચે યજન કરી માજી નામ, ચુકશો નહિ ભક્ત તમામ;
ચુનિલાલ ચહે સુખ ધામ-- વધામણું.
જય જય હે પરમ કૃપાળી, બિરદ સાચવજો બિરદાળી;
સહાય કરો હે મા' મતબાળી.-- વધામણું.



ભૈરવી રાગ-દિલબર રાજ ના આવે.

ઘડીભર પ્રેમ જો આવે, મન માયા મમતા તજી દઇ,
શુદ્ધ થઇ, નામ જો પાવે.- ઘડીભર.
અંબા જપવા, ભક્તે ખપવા, ધરો નામ અમુલ્ય;
પ્રેમામૃતનું પાન કરીને, (૨) લાભો લ્યો અતુલ્ય;
જનની જાપ જો ભાવે. (૨)-મન માયા- ઘડીભર.
કામ ક્રોધ મોહાદિ તજવા, ઇશ્વરી ઇચ્છા ચાહો;
અંત સમે અળગાં નહિ માજી, [૨] ભગવતી ભજનો ગાઓ:
અંબા ઉરમાં આવે. [૨]-મન માયા- ઘડીભર૦
[1]કર, [2]કચ્છને [3]જીભલડીને, જો તું રાખીશ વશ;
તો પછી ત્રણ લોકે ફરતાં, [૨] કોઇ ન કહેશે બસ;
માનુંજો માનના દાવે [૨]-મન માયા- ઘડીભર.
અહંકાર અળગો કરજો સહુ, તજો મદિરા પાન;
પરમેશ્વરીની પ્રીત ચહો તો, [૨] વધશે ભક્તો માન;
ચુનિ જગદંબને ગાવે. [૨]-મન માયા- ઘડીભર.

---

૧ ચોરી કરવી નહિ. ૨ (લંગોટ) વ્યભિચાર કરવો નહિ. ૩ જીભથી નઠારાં વચન બોલવાં નહિ એટલે કોઇને અપ્રિય લાગે એવું બોલવું નહિ.

## રાગ ધનાશ્રી.

સુખ સ્વપ્ન સમુ સંસારે સૌને, લાગે સર્વે સાચું;
પણ ભ્રમિત માયાની મોહ જાળથી, દીર્ઘ દૃષ્ટિએ કાચું,
શ્રી માત સમી સુંદિર સરણી, ચઢવા ચોગરદમ નાચું;
માયા પડદો મંમાયા છેદો, એજ યાચના યાચું.
જાગતી જ્યોત તારી, સુંદિર છબી ન્યારી, તુંપે હું જાઉં
વારી વારી-સુખ સ્વપ્ન.
વિમળ વ્હાર વાઘેશ્વરી વરથી, કીધી કાર્ય કલ્યાણી;
સુખ સમૃદ્ધિ સહાય કરીને, દીધી ગબ્બર રાણી.
વેપારી વ્હાણ તારી, ત્રિશુળ કર ધારી, કીધાં તેં કાર્ય
ભારી ભારી-સુખ સ્વપ્ન.
વિષમય જગની માયા વિષમાં, લપટાયા જન હું ભાળુ;
માયા વિષને માયા બીજથી; ઉતારી દો કૃપાળુ,
અખંડ જ્યોતિ ભારી, દીઠાં મેં ધારી ધારી, ચુનિ નમે છે
વારી વારી.-સુખ સ્વપ્ન.



## રાગ-ભૈરવી-યમ સાવિત્રી સંવાદનો.

સજ્જન સહુ ભગવતી ભજ ભાવે, જન્મ મરણ ટળી અતિ
સુખ પાવે;
ત્રિગુણાતીત ત્રિપુરા બાળાને ભજો ભાઈ ભાવે, ( ૨ )
સદાયે પ્રેમ શ્રી લાવે. ( ૨ )

આદિ સ્વરૂપે અંબા પ્રકટયાં, તેજ પૂર્ણ ગગને જઇ અટકયાં;
બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, શેષને દર્શ તેજ થાતું; ( ૨ )
સ્તુતિનાં ગાન ત્યાં ગાતું. ( ૨ )
વાણી તવ થઇ તેજ ગગનથી, શાન્તિ સુધા સરતી ત્યાં વદનથી;
ગગન યાન વિમાન મહીં બેઠા સૌએ ભાવે; ( ૨ )
ચાલી વૈકુંઠમાં આવે. ( ૨ )
દીઠા ત્યાં વિષ્ણુ પ્રભુ જ્યારે, હાંસી કરે બ્રહ્મા શિવ ત્યારે;
વિચરીયું વિમાન અગાડી બ્રહ્મ લોક ભાળ્યું; ( ૨ )
પ્રજાપતિ ધ્યાન ત્યાં વાળ્યું. ( ૨ )
શિવ વિષ્ણુ, હાંસી કરતા ત્યાં, પ્રજોત્પત્તિ બ્રહ્મા કરતા જ્યાં;
ગગન ગમન ગર્ભિત શબ્દથી કૈલાસે આવ્યું; (૨)
અજ વિષ્ણુને મન ભાવ્યું. (૨)
શિવ સમાધિ ગ્રસ્ત બતાવ્યા, અન્ય શિવ અહીં કયાંથી આવ્યા;
અજ વિષ્ણુ અજન્માને તવ ભ્રાન્તિ ભાવે પૂછે; (૨)
શિવ આનું કારણ શું છે ? (૨)
અજન્મા અચંબો પામ્યા, ત્રણે જણા ત્રિપુરાને નામ્યા;
ગગન જોસ વિમાન ચાલતું આવ્યું બેટ જ્યારે; (૨)
દીઠાં સ્ત્રી રૂપ માજી ત્યારે. (૨)
તવ વિમાન નીચે ઉતરતું, ત્રિગુણી દેવ મન મળવા કરતું;
સ્તુતિ કરી સ્ત્રીરૂપ ત્રણે ત્યાં કીધા માજી જ્યારે;
હસી બોલાવ્યાં છે ત્યારે. (૨)
કાર્ય કરો સૃષ્ટિ ઉત્પત્તિ, પોષણ દ્યો ટાળી વિપત્તિ;

ત્રણે જણાને ત્રણ શક્તિઓ અર્પી સુખકારી; (૨)
તારીઆ મા'એ ભવ વારી. (૨)
પુરૂષરૂપ ભગવતીએ કરીઆ, આશિષ લઈ ધર્મોને ધરીઆ;
પ્રજોત્પત્તિનાં કાર્ય કર્યાં સહુ શક્તિથી ભાઇ; (૨)
આદ્ય અંબિકા જગમાઇ. (૨)
ભાગવત્ ભગવતી જોવાથી, જણાશે અહંપદ ખોવાથી;
જળ પ્રલ્લય અંતે ઉત્પત્તિ ધરા કરી ભાવે; (૨)
ચુનિ શ્રી ગુણને ગાવે. (૨)

## બિભાસ રાગ-મર્શિઓ. ગરબો.

ભજ મનવા ભગવતી ભજનો ભાવે;
ભગવતી ભજનો ભાવે, જન્મ મરણ ફેરા ટળી જાવેરે. ભજ.
સજ બનવા ભક્ત ગાન શણગાર દાવે,
ભક્ત ગાન શણગાર દાવે, માજી અંબિકા પ્રેમામૃત પાવેરે. ભજ.
આરાસુરમાંહી અંબિકા ભવાની, વાત કરે ભક્ત દર્શને જવાની;
ધન્ય સફળ થાશે જીંદગાનીરે. ભજ.
ડુંગર મધ્ય વાસ તમારો, સેવક જન તરવાનો આરો,
ભવાબ્ધિ થકી પાર ઉતારોરે. ભજ.
દરવાજાપર નોંબત વાગે, પ્રેમી પાવડી પુજી પાય લાગે;
નૃત્ય કરે બ્રહ્મા અંબા આગેરે. ભજ.
શુદ્ધ બુદ્ધ તણી માત દેનારી, ગાય ગરબો સકળ નરનારી;
ગુણી ગાન સુણે માત ચિત્ત ધારીરે. ભજ.

કોઇ દર્શનો દિનેશ્વરી કરતા, પ્રેમમયી છબી અંતર કોતરતા;
કરે માળા ધરી પ્રદક્ષિણા ફરતારે. ભજ
આદ્ય સંઘ શુભ શ્રાવણી કહાવે, ભક્ત ભાવ ધરી દર્શનને આવે;
સાથે પુષ્પ ફળ પુજાપો લાવેરે. ભજ.
ચુનિલાલ ચિત્ત ચાહના વધારે, ત્રિપુર સુંદરિનું નામ કંઠ ધારે;
પામશે પળાય તુજ આધારેરે. ભજ.

---

## રાગ-સારંગ. ગરબો.

સખી ગાજો, સાહેલી સહુ ગીતડાં બહુ બહુ, પ્રેમે સુસ્વરને
તા..........ણીને;
શુદ્ધ નાહજો સરોવર, માન અમીભર, નમો આરાસુર
રા..........ણીને. સખી.

### સાખી.

અંતર અમીરસ ઝરણનાં, ઝરતાં ઝરણાં પ્રેમ;
શુદ્ધ હૃદય સ્મરતુ સદા, રસનાએ ધરી નેમ.
અંતર ગમવાને, ચાચર રમવાને, યાચો અંબાની રહેમ. સખી.

### સાખી.

ચાચર ચોક સોહામણો, આનંદ અમી ભંડાર;
મુખ જ્યોતિ નિહાળતો, અંબા સારનો સાર.
ખુબી બહુ સારી, ચિત્ત શુદ્ધ ધારી, દીઠાં વારી વારી ચાર. સખી.

## સાખી.

નિર્મળ અધિકા પ્રેમથી, અંતર અતિ ઉભરાઇ;
ચુનિ ચંડી નમતો પદે, જય આરાસુર માઇ.
સહાય કરો શાણી, દાસ દયા આણી, આનંદની ખાણી સ્હાઇ.સખી.



## રાગ કવ્વાલી.

જગ્ત જનની જગદિશ્વરી જાગતી જ્યોત જગમાં જાહેર છે;
પાદુકા પુજતા નર નમ્ર બની, સુખ પામતા અંબિકા મહેરછે.
અષ્ટ ભુજ તણી અંબા દેવી, દેવ ગાન યજન કરીને નમે;
પ્રેમ પ્રસાદી પામીને પ્રાણી પોતે, પધારે ગોલોક મરણ સમે.
ભજે જન ભાવથકી અંબા, ભવના ભય પ્રાશ્ચિતને ટળવા;
સુખ સાધન ભવ મધ્યે મળવા, દયાળી દીએ પાતકો પળવા.
ચુનિ નર નમ્ર બનીને નમતો, ગમતો જગ માતને ચિત્ત મહી;
સ્તુતિ ગાન ગુણોનાં આચરતો, સદા આનંદ સારતા પ્રેમે વહી.



## રાગ ઇંગ્લીશ ડેન્સ.

આવો,-આવો,-આવો,-પ્રેમીનર,
ગાઓ, ગાઓ, ગાઓ, જગધર;
સ્હાઓ, સ્હાઓ, માજી પાયને,
સુખકર, દુઃખહર, થા-થા-થા.
પીઓ; પીઓ, પીઓ, પ્રેમ-રસ,

લીઓ, લીઓ; લીઓ સુખ બસ;
નાહો, નાહો, માન-નીરને,
નામ ભજ, સુખ સજ, ગા-ગા-ગા.
ચુનિ, ચુનિ, ચુનિ, ભજનથી,
મુનિ, મુનિ, મુનિ, યજનથી,
ગુનિ, ગુનિ, ભવ-તરતા,
અમીજળ, નિરમળ, પા-પા-પા.

---

રાગ માલકોષ.

આઇ અખિલ વિશ્વની મા....વડી;
પડી પાય પુજુ તુજ પા....વડી. આઇ.
બ્રહ્મ સકળ વ્યાપ્યાં બ્રહ્માણી, ત્રિગુણી દેવ તારણ મા શાણી; (૨)
તમ આગે સહુ ગા....વડી. આઇ.
સદબુદ્ધિ શુદ્ધિ દેનારી, પાદ પુજનથી તારન હારી. (૨)
વાર કરો નહિ આ....વડી. આઇ.
ભગવતીનું ભજન કરૂં ભાવે, જન્મ મરણ ફેરો ટળી જાવે; (૨)
ચુનિ ચહે અજા....વડી. આઇ.

---

રાગ-ભરથાર યાર ભુલી ન ભામા વિસારજો.

જગદંબ અંબ માજી તમ ભક્તો નિભાવજો;
કરીને કર લંબ સ્હાઇ બાળકો શોભાવજો. જગદંબ.

પ્રેમે પ્રદક્ષિણા કરે ભક્ત ભાવે, (૨)
પ્રેમામૃત પાન કરે વત્સ પાસ આવે, (૨)
સુખ સાધન દઈ, અરજ સ્વીકારી લઈ,
ગુનિના કર સહાઈ, માજી રિઝાવજો. જગદંબ.

---

### રાગ-નમામિ મહિષાસુર મર્દિની-ને મળતો.

વદામિ વિશ્વેશ્વરી વ....રદા,
સ્મરામિ, શાકામ્ભરી સુ....ખદા.
શાન્તિદાયક, દીન સા'યક (૨) અંબિકા,-કાળીકા,
પાળકા, દુઃખ ટાળકા.- વદામિ.
કામદા કામાક્ષિ કમળા, વિમળા વારાહી પ્રગળા, (૨)
ગબ્બરના વાસની, લાજ રાખો દાસ ની. વદામિ.
સુર મુનિ ધ્યાન ધરતા, ગુનિ ગુનિ નામ સ્મરતા, (૨)
નિર્મળા, વિમળા, કૃપાળ દેવી કમળા. વદામિ.

---

### ચતરંગ ત્રિતાલ.

ૐ હ્રીં ક્લીં ઐં ઐં વચ વચનને,
ચામુંડાને સજ મુખ વાણીથી ભાવે ૐ.
ત્રદીં ત્રદીં તાં તનાં તનનનન, વાણી બીજ ભજ
ભજનને ભાવે; (૨)
ચતરંગ સબ રસ ગુનિજન પાવે, (૨) કડાન ધીત્તા ધા,
કડાન્ ધીત્તા ધા, કડાન્ ધીત્તા-ૐ.

ગાય ચુનિ તુજ શિષ નામીને, ચર્ણ ચાંપતો પ્રેમ પામીને; (૨)
સારીગમ હરદમ ગાવે બજાવે, (૨) સાની સાનીધ,
નીધ નીધપ, ધપ ધપમ, પમ પમગ, મગ મગરે, ગરે ગરે. ૐ.

**રાગ-રે મન ભમરા શું ભરમાવે.**

રે ભગવતી મા' ભવ ભીડ હા-રી;
તુજ પ્રતિભા ગાએ મુરારિરે. ભગવતી મા'.
અખંડ જ્યોતિ દિપક પ્રકટયાં, (૨)
ગાય ગુણી નર નારીરે. ભગવતી મા'.
ખડગ, ખપ્પર ત્રિશુળને ધારી, (૨)
વાઘ પરે કરી સ્વારીરે. ભગવતી મા'.
સેવક જન સેવા સાહિત્યો, (૨)
લાવે પ્રીત વધારીરે. ભગવતી મા'.
પાદાર્ચન પ્રક્ષાલન કરતા, (૨)
ચંદન ચઢતાં ભારીરે. ભગવતી મા'.
પાદ પુજનથી પતિત ઑધાર્યા, (૨)
ઉતરીઆ ભવ-વારીરે. ભગવતી મા'.
સેવક જન શરણાગત અંબા, (૨)
ચુનિ નમે નયન પસારીરે. ભગવતી મા'.



**રાગ-જલદી હુકમ થયો રે જાવાને પ્રિયા જલદી.**

જલદી જનની આવુંરે, પુજન માટે જલદી જનની આવુંરે;
ગુણનાં ગાન ગાવુંરે, ગૌરી ગાયત્રી ગુણનાં ગાન ગાવુંરે.

સાખી.

આરાસુર વાસો વસ્યાં, જગદંબા ગઢ માંહ્ય;
ભક્ત ભાવના ભાવતી, ભગવતિ ચિત્તમાં ચાહ્ય.
પ્રેમે પ્રસાદિ પાવુંરે પુજન માટે.

સાખી.

કઠીન ઘાટની વાટ ને, ચઢતા ભકતો સાથ;
સહાય કરે આરાસુરી, અંબા પકડી હાથ.
સરિતાઓમાં નાહવુંરે. પુજન માટે.

સાખી.

દર્શન કરવા પ્રિતડી, અધિક ઉર ઉભરાય.
દર્શ કરૂં દેદારનાં, તો મન તૃપ્તિ થાય.
દોડતો હું જાવુંરે. પુજન માટે.

સાખી.

દર્શ કર્યાં દેદાર જ્યાં, તૃપ્ત થયું તન મન;
શ્રમ સમ્યો શાન્તિ વળી, જયજય બોલે જન.
પુષ્પે અંબા વધાવુંરે પુજન માટે.

સાખી.

શ્રાવણ કૃષ્ણ ચતુર્દશી, દર્શન કીધાં માત;
ચુનિલાલની ચાહના, પૂરી મા' ભલીભાત.
હર્ષનાં આંસુ લાવુંરે. પુજન માટે.

## સાખી.

સંવત ઓગણીસ તોતરે, ઉત્તમ અષાડ માસ;
કૃષ્ણપક્ષની છઠ્ઠને, મંગળ "વીરસદ" વાસ.
ગાઇને (પ્રેમ) ઘેલો થાવું રે. પુજન માટે.



## ગરબો. રાગ-માલવ.

[1]સૌ આવો ઉમંગે, ગુણ ગાઓ ઉછરંગે; સંગે;
રમો ચાચર લેઈ તા........ળીને.
ભજો ભાવે ભવાની, સુખશાન્તિ થવાની, દાની;
દાક્ષાયિણી બિરદા......ળીને. સૌ આવો.
જગત જનની મા, વહારે, સંકટ સમયે ધા, (૨)
દિન દીન દાસ ચહાને, પ્રેમામૃત પાને, સ્હાને
બાંહ્ય બાળની દુઃખ ટા........ળીને. સૌ આવો.
આરાસુરની માત; શક્તિ, સૃષ્ટિમાં સાક્ષાત, (૨)
શુભ અંબિકાનું નામ, ગાય ગુણીઓ તમામ, ધામ,
દીએ અમર અંત પા.......ળીને. સૌ આવો.
વાણી બીજથી દાસ; શુદ્ધ, વાણી માગે ખાસ, (૨)
ચુનિલાલ વદે વાણી, કૃપાળી માત જાણી, ખાણી,
ગુણ તણી શક્તિ ગુણવા......ળીને. સૌ આવો.

---

૧ સ્ત્રીઓ ગાય ત્યારે નીચેની કડીઓ પ્રથમ બોલવી.
સૌ આવો સાહેલી, ગુણ ગાઓ પ્રેમ ઘેલી, ભેળી.
રમો ચાચર લેઇ તા.......ળીને.

## ભવાઈની બેઠકમાં ગાવાની ગરબી. તાલ-દીપચંદી.

ગૅાખવાળી મા'ને ગાઇએરે, મા' તા'રી મોજે પાળીએ.
ડંકા નગારાં સાથે મૃદંગ વાગે, શરણાઇઓના સુર;
ભેર ભુંગળ અને કાંસી અવાજે, (૨) જામે રંગ ભરપુર. ગૅાખ.
દેશ પરદેશના સંઘો આવે, અંબિકા તા'રે પારે;
ભાવિક ભક્તો ભાવ ભરેલી, (૨) વાણી ઉમંગે ઉચ્ચારે. ગૅાખ.
આંધળાને મા' આંખો આપો, પાંગળાને પાય,
નિર્ધનીયાને ધન સંપત્તિ આપો, (૨) રંક બનાવો રાય. ગૅાખ.
વાંઝીયાને પુત્ર પુત્રી આપી, દેતાં સુખ સહાય;
ભયવાળા ભય રહિત કરતાં (૨) ગાતા તુજ મહિમાય. ગૅાખ.
સુદર્શનની સહાય કરવા, સિંહ સ્વારી કરી માત;
શશીકળાનું સૌભાગ્ય રાખ્યું, (૨) પ્રજાળી પૂર્વનાં પાત. ગૅાખ.
યુદ્ધાજીત યુદ્ધમાંહી સંહાર્યો, દુષ્ટ મતિ બળવાન;
સ્વયંવરે સૌ રાજા પધાર્યા, (૨) દર્શન કરી કરે ગાન. ગૅાખ.
મદદ મા'ની ભારી હોયતો, કાર્ય સફળ સૌ થાય;
ચુનિલાલ ચામરને ઢાળે, (૨) ગુણ ગાયત્રીના ગાય. ગૅાખ.



### રાગ-મા' પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળીરે.

આઇ અકળિત છો અંબાય, ગબ્બરગઢવાળી;
પ્રેમે પુજુ તુજ પાય, બહુચર બિરદાળી.
મા' પડવે પાવન કર, ગબ્બરગઢવાળી;
પરમેશ્વરી પ્રાશ્રિત હર, બહુચર બિરદાળી.

મા' બીજે તું બળવાન, ગબ્બરગઢવાળી;
સેવકનું રાખો માન, બહુચર બિરદાળી.
મા' ત્રિજે ત્રિપુરા તા'ર, ગબ્બરગઢવાળી;
તુળજા તું તારણહાર, બહુચર બિરદાળી.
મા' ચોથે ચામુંડાજી, ગબ્બરગઢવાળી;
સહુ ભક્તો રાખો રાજી, બહુચર બિરદાળી.
મા' પાંચમે પૂર્ણ કૃપાળી, ગબ્બરગઢવાળી;
દીન દાસો લેતા તાળી, બહુચર બિરદાળી.
મા' છઠ્ઠે છત્ર ધરીને, ગબ્બરગઢવાળી;
સેવકનાં કષ્ટ હરીને, બહુચર બિરદાળી.
મા' સાતમે શિતળ શાન્તિ, ગબ્બરગઢવાળી;
દ્યો દેવી ટાળી ભ્રાન્તિ, બહુચર બિરદાળી.
મા' આઠમે અંબા આપ, ગબ્બરગઢવાળી;
બાળકનાં કાપો પાપ, બહુચર બિરદાળી.
મા' નોમે નવ દિન રાત, ગબ્બરગઢવાળી;
નવરાત્રી રમતાં માત, બહુચર બિરદાળી.
મા' દશમે દશરા દન, ગબ્બરગઢવાળી;
રાવણ થયો પતન, બહુચર બિરદાળી.
મા' એકાદશી અગિયારશ, ગબ્બરગઢવાળી;
ઇંદ્રિયો તજતી રસ, બહુચર બિરદાળી.
મા' બારશે બળવંતી તું, ગબ્બરગઢવાળી;
તુજ નામ તણો ખંતી હું, બહુચર બિરદાળી.

મા' તેરશે તું જગ-તાર, ગબ્બરગઢવાળી;
તારી હૃદયે તન ધાર, બહુચર બિરદાળી.
મા' ચૌદશે ચઢતો ઘાટ, ગબ્બરગઢવાળી;
દર્શન કરવાને માટ, બહુચર બિરદાળી.
મા' પૂનેમે પૂરો કોડ, ગબ્બરગઢવાળી;
રાખો અખંડિત જોડ, બહુચર બિરદાળી.
મા' અમાસ દિન છે અંત, ગબ્બરગઢવાળી;
મુનિની ગાવા ખંત, બહુચર બિરદાળી.
મા તિથિ તણું આ ગાન, ગબ્બરગઢવાળી;
ગાતાં વધશે બહુ માન, બહુચર બિરદાળી.
મા' અંબા પૂરશે આશ, ગબ્બરગઢવાળી;
અંતે થાય વૈકુંઠવાસ, બહુચર બિરદાળી.



## શ્રીજી આખ્યાન.

### ગરબો રાગ-ગુજરીનો. ( अ )

### ( બહુચરાના પરમ ભક્ત વલ્લભ ધોળાએ શ્રીજીના શ્રીનાથજી બનાવ્યા. )

**વલ્લભ ધોળા** ભક્ત બહુચરા, રાજનગરમાં વાસ હતો;
**ભટ્ટ મેવાડા બ્રાહ્મણ જ્ઞાતી,** નિર્ધન બહુચર દાસ થતો.
બહુચરબાળી લે સંભાળી, સદા પુત્ર સમ વ્હાલ ધરી;
પત રાખતી બહાનાની તે, સંકટ સમયે કષ્ટ હરી.
એક દિવસ શ્રીજી જાવાનો, સંઘ નીકળ્યો વણિકનો;
ભટ્ટ ભક્તને વૈષ્ણવ કહેતા; અમ સાથે તૈયાર બનો.

વલ્લભ–ધોળા વિચાર કરતા, દામ નથી ખોટી પાઇ;
શી રીતે યાત્રાએ જાવું, શું કહેવું હવે ભાઈ.
નિર્ણયપર આવ્યા ત્યાં બંને, વણિકને શુભ વાત કહે;
પૈસા અમ પાસે નહિ ભાઈ, યાત્રા કરવા ચિત્ત ચહે.
અમ આવેથી દુઃખ થશે તમ, દેવી ભક્તો તમ સાથે;
જેથી મન પાછું પડતું છે, બહુચર શ્રીજી અમ માથે.
વણિક વૈષ્ણવ વદતા વાણી, તમને મૂકી નવ જઇએ;
ખર્ચ તમારૂં અમે ઉપાડી, બ્રાહ્મણની આશિષ લઇએ.
શ્રીજી આપે સહસ્ર ઘણું, તમને સંતોષે પુણ્ય બહુ;
ભટ્ટજીને તૈયાર કર્યા ત્યાં, યાત્રાએ જાવાને સહુ.
સંઘ નગરની બહાર નીકળ્યો, ચાલ્યો શ્રીજીની વાટે;
ભટ્ટ ભજન બહુચરનું કરતા, સ્નાન કર્યું સાબર ઘાટે.

---

રાગ–ચાલો સહુ સાહેલડીરે યમુના જળ ભરવા,
હાંહાંરે યમુના જળ ભરવા. (૫)

ચાલ્યો સંઘ શ્રીજી જાવા, સહુ વૈષ્ણવ સાથે;
હાં–હાં–રે સહુ વૈષ્ણવ સાથે.
મજલપર મજલ થતી, ગુણ ગાય પ્રભાતે. હાંહાંરે ગુણ.
પહોંચ્યા શ્રીજી ધામ જયાં, સુખ સાધન જયાંહી; હાંહાંરે સુખ.
ઉતર્યા ઉતારો કરી, શ્રમ શમતો ચાંહી. હાંહાંરે શ્રમ.
શ્રમ શમ્યો શાન્તિ વળી, સહુ શ્રીજી જાતા; હાંહાંરે સહુ.
ભટ્ટ ભલે પધારશો, દર્શને સુખશાતા. હાંહાંરે દર્શને.

અમ આવે તમ દુઃખ થશે, જાઓ તમ ભાઇ. હાંહાંરે જાવો.
દેવી ભક્તના દ્રોહથી, નવ રહે સરસાઇ. હાંહાંરે નવ.
આવ્યા યાત્રા દૂરથી, દર્શને નવ આવો; હાંહાંરે દર્શને.
ઠીક નહિ અમ મનથી લાગે લ્યો લ્હાવો. હાંહાંરે લાગે.
બહુચર નામ ઉચ્ચારતા, ભટ્ટ શ્રીજી ચાલ્યા; હાંહાંરે ભટ્ટ.
કરતાળોને કર ધરી, માજીમાં મહાલ્યા. હાંહાંરે માજીમાં.
મંદિર આવ્યું મૉખરે, પેઠા પોતે ત્યાં; હાંહાંરે પેઠા પોતે.
જય બહુચર–જય બહુચરી, વાણી બોલ્યા જ્યાં. હાંહાંરે વાણી.
વાણી સુણીને સેવકો, ગુસ્સો કરતા બહુ; હાંહાંરે ગુસ્સો.
છોવાયું મંદિર આ, દેવી ભક્ત સહુ. હાંહાંરે દેવી.

## રાગ–ગુજરીનો. ( क )

ભટ્ટજીને ભીડમાંથી કાઢયા, ધક્કા મૂકી ત્યાં કરતા;
પાછે પગલે ભટ્ટ ભક્તજી, તિરસ્કારને મન ધરતા.
ફૂટ ભુંડી અપમાન કરાવ્યું, શ્રીજી આગળ વેણ વદે;
પાછે પગલે પંથે પડીઆ; નમતા બહુચર માત પદે.
મુકામ આવી મન વિચારી, લીધી કર માળા હાથે;
ભગવતીનું ભજન આરંભ્યું, બહુચર બિરદાળી સાથે.
વણિક ભક્તો ભોજન માટે, ભટ્ટજીને બોલાવે છે;
જમો તમો સૌ પ્રેમ ભાવથી, પુજન શ્રીનું ચલાવે છે.
ભટ્ટ ભક્ત ભગવતીને ભજતા, ભૂખ્યાનું નહિ ભાન જરી;
લીન થયા બાળી બહુચરમાં, પ્રેમ પ્રસાદિ સુખ ધરી.

શ્રીજીમાં સખડી ભોગ આવ્યો, મંદિર દ્વારો બંધ થયાં;
સામગ્રી લેઇ શ્રીજી ચાલ્યા, મંદિર દ્વારો બંધ રહ્યાં.
વલ્લભની ઓરડીએ આવ્યા, શ્રીજી સામગ્રી સાથે;
ભટ્ટજીને ભક્તિની ભૂખ છે, જમતા બહુચરના હાથે.
શ્રીજી સમયવર્તી બોલ્યા, દ્વાર ઉઘાડો ભક્ત તમે;
ભાવ થકી ભોજન હું લાવ્યો, જાણ્યું ભૂખ્યા ભક્ત જમે.
ભૂખ તરસ સહુ તાડન કરવે, નાશી ગઇ શાન્તિ થઇ છે;
ભગવતીના ભજનનું ભોજન, અપમાને અક્કલ ગઇ છે.
માથું કાપી પાઘડી બાંધે, એવા નહિ અમને ધારો;
જમાડનારી જગદંબા છે, એ વાત કેમ વિસારો.
શ્રીજીએ ભટ્ટને સમજાવ્યા, બહુચર માજી રૂપ ધરી;
ભટ્ટજીને ભોજન કરાવ્યું, વાણી બોલ્યાં વહાલ કરી.
થાળ, પાવડી, કટોરો ને, જેષ્ટિકા મૂકું સાથે;
નારે માજી ન જોઇએ એ, ચોરી ચઢશે મુજ માથે.
શ્રીજી શ્રીમુખ વાણી વદતા, પુત્ર પત તારી રાખું;
કાલ સવારે તેડું તુજને, માન સહિત મંદિર ભાખું.
ભક્તિ વશ હું ભગવતી તુજને, બાળ ગણી હાજર રહેતી;
તુજને પડતી પીડાઓને, વહોરી હું પ્રીતે લેતી.
માટે મુજ મંદિર પધારો, માન વધારૂં મહિતળમાં;
શક્તિને ભજતાં સુખ થાશે, સાક્ષી દેતી આ પળમાં.
શ્રીરૂપ શ્રીજી ધામ પધાર્યા, ભક્ત ભાવના મન ધરી;
પ્રાતઃકાળે મંગળા સમયે, દહેરાની તપાસ કરી.

અન્યોઅન્ય સેવક પૂછે, દહેરૂં કોણે બંધ કર્યું?
થાળ, કટોરા, પાવડીઓને, જેષ્ટિકા સૌ કયાંહી ધર્યું ?
પત્તો નવ લાગ્યો પાત્રોનો, મંદિર માંહી ચોરી થઈ;
સેવક મન ચિંતા બહુ થાતી, શું કરવું હવે ભાઇ.
ત્યારે શ્રીજી સ્વપ્નું દેતા, ભકત માહ્યરો ભૂતળમાં;
ભૂખ્યો રાખ્યો માન ભંગથી, જમાડી આવી તે થાળમાં.
સર્વ સાહિત્યો ભકત પાસ છે, ભગવતીનો ભકત સાચો;
"ભગવતી-ભગવત્" એક રૂપ છે, માટે જઇ તેને યાચો.
માન દઇ મંદિરે લાવો, જો મારી કરૂણા ચાહો;
ધામધમ વરઘોડા કેરી, માગો માફી પગ સ્હાવો.
આચાર્ય અચંબો પામ્યા, આ તે કૌતક શું ભાસે;
તુરત મંડળ તેડાવી, વરઘોડો ચાલ્યો ભટ્ટવાસે.
વરઘોડો વસ્તીમાં ફરતો, લોકો જોવા ત્યાં મળતા;
ભટ્ટજીના સાથીઓ જોવા, પાતક ખોવા ત્યાં ભળતા.
વરઘોડો વલ્લભના વાસે, આવીને ઉભો દ્વારે;
ભટ્ટ ભકત શ્રી ભગવતી કેરા, અમો છીએ તમ આધારે.
માફી બક્ષો મહેર કરીને, આચાર્ય અરજી કરતા;
બહુચરબાળી બક્ષે માફી, વલ્લભ શ્રીનું ધ્યાન ધરતા.
ભટ્ટજી મહેર કરીને પધારો, શ્રીજીના મંદિર માંહી;
પાવન થાશે તમ પાદોથી, પાદાર્ચન કરતા ત્યાંહી
ભટ્ટજી ચાલ્યા ભાવ ધરીને, ઉમળકો ઉરમાં લાવ્યા;
મ્યાનામાં મહારાજ પધારો, સેવક સૌ નમતા આવ્યા.

મ્યાનામાંહી માજી બેસે, હું તો તેનો દાસ થઉં;
ચામર ઢાળું નેકી બોલું, બહુચર બહુચરી નામ લઉં.
થાળ કટોરો, પાવડીઓ સહુ, મ્યાનામાં મૂકી દીધાં;
કર વિષે કરતાળ ગ્રહીને, ભટ્ટે ભગવતી ગાન કીધાં.



### રાગ પુનમ ચાંદનીનો. (ઙ)

ચાલ્યું સાજન સૌએ શ્રીજીના દરબારમાં....રે.
વલ્લભ ધોળા બહુચર મા'જી લેતા નામ,
પ્રેમે પરવરીઆ સૌ શ્રીજીના દરબારમાં...રે.

સાખી.

વરઘોડો વલ્લભ તણો, ચાલ્યો શ્રીજી ધામ;
વર્ણન કરતાં થાકતા, શીઘ્ર કવિઓ તમામ.
ચાલ્રે ચગદોળે ચઢીયું, મહાલે સહુ માનવી....રે;
જોવા ભેગા મળીઆ નગ્ર જનો તમામ. પ્રેમે૰

સાખી.

મંદિર દ્વારે આવીઓ, ભટ્ટ ભકત સંગાત;
આચાર્યે અર્ચન કરી, નમન કર્યું ભલી ભાત.
વલ્લભ વહાલ ધરીને, વદતા બહુચર માતને....રે;
મંદિર માંહી દીઠાં ત્યારે બહુચર માત. પ્રેમે૰

સાખી.

શ્રીજી સ્થળમાં શ્રી દીસે, બહુચર બાળી માત;
સેવક સૌ નમતા પદે, ભકત તમે સાક્ષાત.
આચાર્ય ત્યાં અચરજ પામી, વદતા વિનતી....રે;
અમપર કૃપા કરીને આપો શ્રીજી નાથ. પ્રેમે૰

સાખી.

મુજ હાથે નહિ એ કંઇ, મહેર કરે જગ–માત,
સૌકો એના હાથમાં, ભજે હોય જગ–તાત.
શકિત તન, મન, માંહી દેવ દાનવે વ્યાપતિ....રે;
કરતી શરણાઇ ગત ને સિંહ વાહની સહાય. પ્રેમે.

સાખી.

નમન કરી વિનવે ભટ્ટ, શ્રીજી આપો–આપ;
પેટ પરે નહિ પગ ધરો, આપ તણો પ્રતાપ.
ભટ્ટજી ભગવતી બહુચર ગાન કરે બહુ ભાવથી....રે.
બિરદ સાચવીને બિરદાળી શ્રીજી થાપ. પ્રેમે૦

સાખી.

વિશ્વેશ્વરી વારાહી મા, સુણી ભટ્ટનું ગાન;
બહુચર બદલાયાં ધર્યું શ્રીજી શ્યામળું વાન.
શ્રીજી વાળીથી નથાયા નાકે શ્રી થકી....રે;
જેથી ધરીચું શ્રીજી **શ્રીનાથજી** નામ. પ્રેમે૦

સાખી.

શકિત સર્વ સ્થળે વસી, નહિ કોઇ ઠાલી ઠામ;
ચુનિલાલ ચિત્તથી ચહે, અંબા અંબા નામ.
ભજતાં ભાવ થકી, ભવ પ્રાશ્ચિત અંબા કાપશે....રે.
સુત, વિત્ત, દારા, સુખ, સાધન, દઇ કાપે કષ્ટ. પ્રેમે૦



### રાગ-પારણીએ ઝુલે નંદલાલા.

બહુચરીયા બિરદાળી બાળા;
બિરદાળી બાળારે જપે તુજ જાપો ગ્રહી માળા—બહુચરીયા.
ભજતા શ્રી ભગવતી શુદ્ધ ભાવે,વલ્લભ ભટ્ટ બહુચરી પ્રેમ પાવે;
પરમેશ્વરી પ્રેમાળા.—બહુચરીયા.
માત પત રાખી દીન દાસ બાળ કેરી,
આવી પધારી શ્રીજી ગૉખમાં ભલેરી;
દેખાડી જનને ટાળા.—બહુચરીયા.
ભક્ત ભાવના સહુ પૂર્ણ કરી માતા,
લાજ વધારીને કીધી મા' સુખ શાતા;
ભજતા કૃષ્ણજી કાળા.—બહુચરીયા.
માતજી પધાર્યાં શ્રીજી બેઠા સ્થાન માંહી,
નાક વાળીથી નથાયું, નાથજીનું ત્યાંહી;
ગોફણો ગુંથાયો નિમાળા.—બહુચરીયા.
ચુનિલાલ ચાખે પ્રેમરસ પ્રિત કેરો,
માતનો પ્રસાદ પાવે ટળે ભવ ફેરો;
ચાખોને ચાહના-વાળા.—બહુચરીયા.



### રાગ-અંબા જોવાના કોડરે મારૂં મન મોહ્યું.

અલબેલી અંબા માતજી દાસ દર્શન દેજો,
પાળી સંભાળીને બાળની અરજી ઉર લેજો.
રવિવારે રંગમાંહી મા' રમતાં;

દુષ્ટ દાનવને દમતાં મા' દાસ દર્શન દેજો.
સોમવારે સાવિત્રીજી માતા, પાદ પૂજનથી પાવન થાતા;
ભક્ત ચહે સુખ શાતા મા—દાસ દર્શન દેજો.
મંગળે મંગળ દર્શને થાતો, પુષ્પ પરિમળે આનંદ પાતો;
અંબા અંબા મુખે ગાતો મા—દાસ દર્શન દેજો.
બુધે બુદ્ધારૂપ ધારણ કરીયું, શુદ્ધ સાન ભુલી શ્રી ધ્યાન ધરીયું;
બાળતણું કાર્ય સરિયું મા—દાસ દર્શન દેજો.
ગુરુ ગાયત્રિનું ગાન કરીને, ભકિત ભોજનને મુખ ધરીને;
આવીઓ માજી ફરીને મા—દાસ દર્શન દેજો.
શુક્રવારે શરણાઙ્ગત દાતા, શકિત સરસ્વતિ છો જગમાતા;
ગુણ બાળો બહુ ગાતા મા—દાસ દર્શન દેજો.
શનિવારે શણગારને સજતાં, શોભા અવર્ણિય ગાઉં મા ભજતાં;
કુબુદ્ધિ દુરિજન તજતાં મા—દાસ દર્શન દેજો.
વાર ગાઉં માજી અંબિકા આઇ, ચુનિ ચહે ચિત્તમાં મલકાઇ;
આશિષ યાચે સદાઇ મા—દાસ દર્શન દેજો.
ભકિતવશ ભગવતી ભજુ ભાવે, જન્મમરણ ફેરો ટળી જાવે;
નટપુર નર ગુણ ગાવે મા—દાસ દર્શન દેજો.

## મહિષાસુરની ઉત્પત્તિનો ગરબો,
### રાગ–રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે.

અંબા આદ્ય અખિલ જગે વ્યાપીરે, સુખ શાન્તિ શરણાઙત આપીરે;
કાપ્યાં દુઃખડાં દેવો સ્વર્ગે સ્થાપી, દયાળી દાસ લીધા સંભાળીરે.—ટેક.

મહિષાસુર જન્મની વાતોરે, શિવ અંશ અસુર ગણાતોરે;
બ્રહ્મા વરથી ફરે મદમાતો—દયાળી દાસ લીધા સંભાળીરે.
માગ્યો વર અમર દેહે થાઉંરે, અજ! એજ વરદાન ચાહુંરે;
દીઓ દેવ તમ ગુણ ગાઉં—દયાળી દાસ.
બ્રહ્મા વાણી વદે મહિષ સામેરે, અન્ય વર માગો શુભ કામેરે,
જેથી દુઃખ દારિદ્રો વામે—દયાળી દાસ.
બીજુ માગું નહિ દીલ ધારીરે, દેવ દાનવ શકે ન મારીરે,
અસ્ત્રશસ્ત્રથી નહિ ખુવારી—દયાળી દાસ.
સ્રીનો ભય નથી મુને ભારેરે, માગું વર હું વારે વારેરે;
માટે વર આપોને અત્યારે—દયાળી દાસ.
નારી બિણ કોઇ નવ મારેરે, બ્રહ્મા વાણી વધા તે વારેરે;
સ્રીની બીક નથી લગારે—દયાળી દાસ.
વર પામીને પ્રસન્ન થાતોરે, ભૂમિપરે ફરે મદ માતોરે;
એવો દુષ્ટ અસુર ગણાતો—દયાળી દાસ.



## મહિષાસુરની ઉત્પત્તિ.

પૂર્વે રંભ કરંભ બે ભાઇરે, રંભ તાપ તપે તપ માંહીરે;
જળે કરંભ રહે સંતાઇ—દયાળી દાસ.
બંને તપ અઘોર આચરતારે, એક એકથી નહિ ઉતરતારે;
ઇંદ્ર દેવ ચિંતા બહુ કરતા—દયાળી દાસ.
ઇંદ્રે જળે કરંભ પાય ઝાલ્યોરે, ડુબાડી પ્રાણ લઇ મન મહાલ્યોરે,
રંભે જાણ્યું કરંભ પ્રાણ ચાલ્યો—દયાળી દાસ.

ત્યારે રંભે શિર કેશ ઝાલીરે, ખડ્ગ હાથે ગ્રહ્યું સંભાળીરે;
ભોગ દેવા અગ્નિ ભય ટાળી—દયાળી દાસ.
અગ્નિ પ્રસન્ન થઇ મુખ ભાખેરે, આત્મ હત્યાથી શું ફળ ચાખેરે?
જન્મોજન્મ ભવમાં રાખે—દયાળી દાસ.
માટે પ્રસન્ન થઇને કહું છું રે, તારૂં તપ દારૂણ ચહું છું રે;
જેથી વર માગવાનો કહું છું—દયાળી દાસ.
માગ વરદાન તું મુજ પાસેરે, તારૂં મનવાંચ્છિત ફળ થાશેરે;
પુત્ર પ્રસવે તા'રે અવાસે—દયાળી દાસ.
રંભ પ્રસન્ન થઇ ઘેર જાતોરે, વરદાનથી હર્ષ ના માતોરે;
મહિષી શું સંયોગ થાતો—દયાળી દાસ.
ગર્ભવતી મહિષી થાતીરે, પ્રેમામૃત રંભશુ પાતીરે;
રાજી થાતી સદા મદમાતી—દયાળી દાસ.
એક દિન મહિષીને જોઇરે, મહિષ વ્યાકુળ થયો મોહીરે;
પુઠે પરવર્યો ગણના ન કોઇ—દયાળી દાસ.
દીઠો રંભાસુરે તેને જ્યારેરે, યુદ્ધ આરંભ્યું તેણી વારેરે;
મહિષ છાતીમાં માથુ મારે—દયાળી દાસ.
રંભ મરાયો ત્યાં પડયો ધર્ણરે, ભેંસ ભયથી ગઇ યક્ષ શર્ણરે;
પૂઠે પાડો પડયો ઠોકી ચર્ણ—દયાળી દાસ.
યક્ષે યુદ્ધ કર્યું મહિષ સાથેરે, વિરહે વ્યાકુળ મહિષી નાથેરે;
યુદ્ધે હણાયો યક્ષોના હાથે—દયાળી દાસ.
યક્ષો રંભ મરણ વાત જાણીરે, મૃતદેહ ધો મહિષી રાણીરે;
અગ્નિદાહ દીધો ખોળી આણી—દયાળી દાસ.

ભેંસ પડતી હતી સ્વામી સંગેરે, સત વ્યાપીયું સતીના અંગેરે;
યક્ષોએ સમજાવ્યું પ્રસંગે—દયાળી દાસ.

માન્યું નહિ કોનું સતી જ્યાંહીરે, પડી સ્વામી સંગે ચિતા માંહીરે;
ગર્ભે છૂટયો મહિષાસુર ત્યાંહી—દયાળી દાસ.

રંભ રૂપ બદલી નીકળીયોરે, રક્ત બીજ નામે બહુ બળીયોરે;
કોઇથી નવ જાય તે કળીયો—દયાળી દાસ.

મહિષાસુરને ગાદી આપીરે, યક્ષોએ ગણ્યા રાજા સ્થાપીરે;
સુખશાન્તિ દાનવમાંહી વ્યાપી—દયાળી દાસ.

સર્વ દેશ જીત્યો બળવાનરે, ક્રુરતાથી વધાર્યું માનરે;
ઇંદ્રાસન લેવા આવ્યું તાન—દયાળી દાસ.

મોકલ્યો અનુચર તે વારેરે, તાબે થાઓ કે ધરો હશિયારરે;
સર્વ સામંતો કર્યા તૈયાર—દયાળી દાસ.

ઇંદ્રે બૃહસ્પતિને બોલાવ્યારે, મહિષાસુરે ત્રિલોક ડોલાવ્યારે;
સ્વર્ગ લેવા અસુર મન ભાવ્યા—દયાળી દાસ.

બ્રહ્મા પાસે સુરદેવ જાયરે, સહાય કરો હે સુર મહારાયરે;
જેથી દાનવ દળ ભેદાય—દયાળી દાસ.

બ્રહ્મા ચાલ્યા શિવના સદનેરે, શિવ સાથે વદે ચાર વદનેરે;
દાનવ પીડે દેવ લેઇ પદને—દયાળી દાસ.

માટે સહાય કરો શંભુનાથરે, મહારૂદ્ર ગ્રહી ચાલ્યા હાથરે;
વિષ્ણુ પાસે આવ્યો સહુ સાથ—દયાળી દાસ.

થયું દેવનું દળ તૈયારરે, ચાલ્યું સહાય કરે મોરારરે;
ખડ્ગ ખપ્પર ધરી હથિઆર—દયાળી દાસ.

ચાલ્યું તુમૂલ યુદ્ધ જે વારેરે, દેવ દાનવ ડરે ન લગારેરે;
દૈત્ય યોદ્ધા હણાયા અપારેરે—દયાળી દાસ.

મહિષ ક્રોધે ભરાયો તેવારેરે, દેવથી ડરે નહિ લગારેરે;
વિષ્ણુ નાશી ગયા ધામ જ્યારે—દયાળી દાસ.

સર્વ સુર પાછા હઠયા તેવેરે, જીતવાની આશા મૂકી દેવેરે;
સર્વ સુર મળી શક્તિ સેવે—દયાળી દાસ.

ઇંદ્રગાદી બેઠો ત્યાં મહિષરે, સર્વ દૈત્ય નમાવે શિષરે;
શુક્રાચાર્ય દેતા આશિષ—દયાળી દાસ.

સર્વ દેહે શક્તિ જે વ્યાપીરે, અંશ એકત્ર થવાને જાપીરે;
દેવીરૂપ દેવોથી સ્થાપી—દયાળી દાસ.

સ્મરાઙ્ગણે ચઢયાં ખડ્ગ તાણીરે, પત રાખવા ગબ્બર રાણીરે;
મહિષ માર્દઓ દુષ્ટને જાણી—દયાળી દાસ.

ભૂમિ ભાર ઉતાર્યો જે વારેરે, શાન્તિ શાન્તિ થઇ ગઇ ત્યારેરે;
દેવ જય જય ધ્વનિ ઉચ્ચારે—દયાળી દાસ.

ભૂમિ ભાર ઉતારવા કાજેરે, દેવ જન્મ ધરે સુખ સાજેરે;
કરતા અધમ દુષ્ટ પરાજે—દયાળી દાસ.

દુષ્ટ બુદ્ધિ તજો ભકત ભાઇરે, સુખ શાન્તિ દે અંબા સદાઇરે;
ચુનિલાલ ચહે ચિત્તે ગાઇ—દયાળી દાસ.



## શ્રાવણ માસના સંઘનું વર્ણન; ભવાઇના ભાંડનો ગરબો.

### રાગ–અલબેલીરે અંબે માત જોવાને જઇએ.

આવ્યો આવ્યોરે શ્રાવણ માસ, જગદંબા જાવા;
દર્શન કરવાની આશ, જીવન સુખી થાવા.
મન ઉર્મિ ઉછળતી અંગે, હરનિશ આનંદ થાયરે;
દિવસો ટુંકા માજી, સ્તવનથી કીધા હે મંમાય. જગ.
કૃષ્ણ પક્ષ તેરશના દિને, ચાલ્યા ભક્તો ભાવેરે;
ચૌદશ દિને ચોકે ચઢવા, દોડયું તન સુસવાટે. જગ.
દર્શન સુખ માજીનાં કરતાં, કષ્ટ હરાયાં તનનાંરે;
ભાવઠ ભાગી ભક્ત જનોની, વાંચ્છિત ફળ દઇ મનનાં. જગ.
બાર માસ ભક્તો બહુ ભાવે, આવે અંબા પાસરે;
દુઃખ દારિદ્રો દૂર કરીને, ટાળે તનના ત્રાસ. જગ.
સુખીઆ સૌ રીતે અહીં થાતા, નાહતા નિર્મળ નીરરે;
માજી ખોળે આનંદ કરતા, રમતા ચાચર વીર. જગ.
“ મહેળાવે ” માતાજી પધાર્યાં, લોકો વાતો કરતારે;
અર્ધ હાર કરમાય છે માજી, ધતીંગ લોકો ધરતા. જગ.
નથી ગયાં માતાજી કયાંહી, સ્થળાન્તર નહિ થાયરે;
“ ઉમ્બર ” મૂકી ડુંગર પૂજે એવો નહિ મહિમાય. જગ.
ઉગ્ર પીઠ ફરતી નથી ક્યાંહી, વેદ વદે એમ વાણીરે;
જગદંબા જગતે વ્યાપી છે, ભક્તો લેતી તાણી. જગ.

ચૌદશ દિને હુવન થાયે, ક્ષીર ચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ સૌકો વેદ ધુનથી, સ્તવન કરે મંમાય. જગ.
અમાસ દિને ભીલ્લ ભીલ્લડી, સ્વાંગ સજે વટ પાસેરે;
ગરબા સૌકો પ્રેમે ગાતુ, અંબા પુરતી આશે. જગ.
વધામણું માજીને દેવા, ત્યાંથી ચાલે ભાવેરે;
પુષ્પ પુજાપો સાથે લઇને, ગાતા વાતા જાવે. જગ.
માજી પાસે ભકત આવતા, વધાવતા બહુ પ્રિતેરે;
પુજન કરીને પાવન થાતા, ધ્યાન ધરી એક ચિત્તે. જગ.
રાત્રે રૂડી ભવાઇ થાતી, અમાસ દિને સારીરે;
રૂડી રીતે જાગરણ થાતું, ખામી એક નઠારી. જગ.
જગ્ત જનેતાના ગુણગાવા, રાત્રી જાગે જનરે;
અખંડ રાત્રી સ્તવન કરાવે, દેતી તન મન ધન. જગ.
રાત્રી પ્રેમે પસારવાને, કરતા ભકત ભવાઇરે;
માજીના ગુણગાન વિસારી, ભાખે ભાંડ નવાઇ. જગ.
માજી પાસે અમંગળનાં, કરતા જે નર ગાનરે;
અપ્રિતીમાં આગળ આવે, માટે રાખો ભાન. જગ.
માજીને જનની સમજીને, વદવું નહિ અયોગ્યરે;
પ્રેમ ધરી પરમેશ્વરી પાળી, દેતી આશિષ યોગ્ય. જગ.
માટે ગમ્મત ગાયન સાથે, ભજવો ભકત ભવાઇરે;
અલબેલી અંબા રિઝાવા, ઉમંગ લાવો સવાઇ. જગ.
ઉંઘ ન આવે પાતક જાવે, માટે ઉત્સવ કરતારે;
અપશબ્દો ઉચ્ચારી મૂર્ખા, પાપે પેટો ભરતા. જગ.

અપશબ્દો ઉચ્ચારે અંબા, ઉમળકો નહિ લાવેરે;
સ્વાંગ સુધારો કરતાં માજી, રાત્રી સુખે પળાવે. જગ.
ભકતોમાં અપકીર્ત્તિ પામો, જેથી દિલ દુઃખાયરે;
સ્વાંગ ધરી સદ્બોધ અર્પજો, માજી પ્રેમ સધાય. જગ.
નફ્ટ નિર્લજ વાકય વદેથી, અપયશ ભકતો ગાતારે;
સુધારો ભાષામાં કરતાં, માજી આશિષ પાતા. જગ.
માજી પારે માજી રિઝાવા, રાત્રી જાગરણ ધરતારે;
ઉંઘ ન આવે માટે ભકતો, ભવાઇ ઉત્સવ કરતા. જગ.
ભવાઇમાં નહિ ભાંડ બોલવું, એવું ભકતો ભાખેરે;
મૂર્ખ મનને વાળી રાખો, અંબા ઉરમાં રાખે. જગ.
જગદંબા જાગરણ કરાવી, ભક્તો ભણી જોતીરે;
પ્રેમાળી પરમેશ્વરી પોતે, પાતક સૌનાં ખોતી. જગ.
માટે અરજી સર્વ સ્વીકારી, ધરજો હૃદયે ધ્યાનરે;
જગદંબા સદ્બુદ્ધિ અર્પે, એવું કરજો ગાન. જગ.
હદ નહિ ઓળંગો ભાષા, બાંધી મૂઠી રાખોરે;
મંમાયાને નહિ વગોવો, પ્રેમામૃત–મા' ચાખો. જગ.
નર નટપુરનો નમીને વદતો, જ્યાં છે આનંદ વાસરે;
નારાયણીનું નામજ સ્મરંતો, "ચુનિલાલ" તુજ દાસ. જગ.



રાગ–હાંરે જીમનાને તીર મ્હારો વહાલોરે.

હાંરે આરાસુરે અંબા ભવાની;
હાંરે દર્શને સુખ શાન્તિ થવાનીરે. આરાસુરે.

સેવક જન શરણાઽગત દાતા; ( ૨ )
ગુણુતણી મા' ખાણીરે. આરાસુરે.
ભકત તણાયા મા' પાસ આવે; ( ૨ )
દેતી પડીકી દવાનીરે. આરાસુરે.
ભક્તિ પડીકી ભકત પામત્રા; ( ૨ )
ઇચ્છા કરતા જવાનીરે. આરાસુરે.
તાપ ટળીને શાન્તિ થાતી; ( ૨ )
ધન્ય છે તેની જવાનીરે. આરાસુરે.
વૈદ્ય વડાં માજી સમ નહિ કો; ( ૨ )
ચુનિ ચહે ભવાનીરે. આરાસુરે.
શુદ્ધ પ્રેમની પરહેજીથી; ( ૨ )
ઇચ્છા સફળ થવાનીરે. આરાસુરે.



રાગ-છબી દીખલાજા બાંકે સાવરીઆ ધ્યાન લગો-
મોહે તોરારે.

દીનેશ્વરી દર્શન કરવાને, ચિત્ત ચઢયું ચગડોળેરે;
દર્શ પુજન પરમેશ્વરી કરીને, આનંદમાં દિલ ડોલેરે. દિનેશ્વરી.
માથે મુકુટપર છત્ર બિરાજે, ધરી આ શણગાર સોળેરે;
લાડ લડાવી લક્ષ્મીજી દે (૨) વર સ્વભાવે ભોળેરે. દિનેશ્વરી.
શ્રાવણ માસે સંઘ આવતો, ભકત તણો બહુ ટોળેરે;
ચુનિલાલ ચાહી અંબા આગે (૨) પ્રેમે ચામર ઢાળેરે. દિનેશ્વરી.



## ગુરૂની મહત્તા.

### રાગ-સદા સંસારમાં.

ગુરૂના જ્ઞાનની મહત્તા નહિ કો અન્ય જાણે;
પ્રભુતા પાળી સંશય ટાળી ભજે શુભ ટાણે. ગુરૂના.

સાખી-ગુરૂ શબ્દ ગુણ ગ્રાહ્ય છે, પ્રકાશનો કરનાર;
હૃદય વિષે અજ્ઞાનતા, તિમીર તણો ભંડાર,
ગુરૂના જ્ઞાન તેજે, જ્ઞાન તે અજ્ઞાન તાણે. ગુરૂના.

સાખી-ગુરૂનો મહિમા જાણતા, વિરલાજન જે કોઇ;
સમયે બોધ લહે નહિ, અંતે રહેતા રોઇ,
સમયનો લાભ લેતા જન તે આનંદ માણે. ગુરૂના.

સાખી-તત્વજ્ઞાન પામે થકી, બ્રહ્મ જ્ઞાન પમાય;
સર્વ તત્વમાં બ્રહ્મ છે, જ્ઞાને બ્રહ્મ સધાય,
ગુરૂ ગોવિંદ સૌકો, બ્રહ્મમય દૃષ્ટે પ્રમાણે. ગુરૂના.

સાખી-આદિ અંત ગુરૂ જ્ઞાનની, દિક્ષાથી દેખાય;
ચર્મ ચક્ષુ ટળી દિવ્યતા, ચક્ષુમાં પેખાય,
ટળે જન તાપ ત્રિવિધી, ગુરૂ પ્રસાદ લીધો ભાણે. ગુરૂના.

સાખી-ગુરૂ ગાયત્રિ ગાન હું, કરતો ધરતો ધ્યાન;
અર્ચન અંબાનું કરી, ગાતો શ્રીનું ગાન.
ચુનિ ચિત્તથી ચહે, શુભ નામ અંબા આઇ ગાણે. ગુરૂના.

રાગ—મા'રી લાડકડીની લજ્યાને સંભાળજો...રે.

જગદંબા માજી રહેમ બાળપર રાખજો...રે;
ભુલચુકો ચંડિકાજી મુખથી ભાખજો....રે
છીએ બાળપણામાં તમ આગે, ભુલચુકનું પાતક નવ લાગે;
અક્કલવિણુના અપરાધો, અંબા સાંખજો....રે. જગદંબા.

સાખી.

કામી ક્રોધી બાળ આ, અવગુણનો ભંડાર;
છોરૂ કછોરૂ થાય પણ, મા' નવ થાય લગાર.
મા' આગળ બાળક રમી યાચે, લાડંતો થેઇ થેઇ થેઇ નાચે;
ચુનિ ચિત્તથી અંબા ચાહે, નેહ નીર નાંખજો....રે. જગદંબા.



રાગ—પદ. ગોવિંદ ગુણ ગાઈ લે મન ઘેલા.

અંબાના ગુણ ગાઓ નેજન ભાવે, આવો અવસર ફરી—
--નહિ આવેરે. અંબાના.
સુખ સાધન આપે માતાજી, નામ બોલો મુખથી ગાજી;
સદા રાખે માજી રાજી રાજીરે—અંબાના.
પુજનમાં પ્રીતિ રાખો, ભકિતના સ્વાદો ચાખો;
અંબા રસ હૃદયકમળમાં નાખોરે—અંબાના.
અગણિત ભકતોની સાથે, વદજો અમે બાળ અનાથે;
આવ્યા સહાય કરો ગઢ નાથેરે—અંબાના.
મુખ કાન્તિ મા' નિહાળી, ભાવઠ ભાગી કૃપાળી;
બિરદ સાચવજો બિરદાળીરે—અંબાના.

શણગારો સોળ સજ્યા છે, દુષ્ટોને માએ તજ્યા છે,
મા'ની આગળ ડંકાઓ બજ્યા છેરે–અંબાના.
સહુ માન–સરોવર નાહે, અંબા દર્શનને ચાહે;
નાહી અંબાને લાગે પાયેરે–અંબાના.
સુખશાન્તિ માજી દેજ્યો, બાળક સંભાળી લેજ્યો;
ચુનિલાલના હૃદયમાં રહેજ્યોરે–અંબાના.



## રાગ–જોડકડાંનો.

પ્રથમ ગણપતિને પાય લાગું, જોડકડાંને રચવાની સહાય માગું. (૨)
સાથે સરસ્વતિને સ્તવું. હું ભાવે, રસનાએ વાસ ઉમળકે લાવે. (૨)
ભજન કરૂં ભગવતી ભાવે ભવાની, આશિષથી ઇચ્છાઓ સફળ થવાની. (૨)
મહાદેવ પાર્વતી પ્રેમી રૂપાળું, જોડુ સુણી ભક્તિ હૃદયમાં ધારૂં. (૨)
બ્રહ્મા બ્રહ્માણી જેમ સુખી કહાવે, પ્રભુતા પાળી આનંદને લાવે. (૨)
વિષ્ણુ લક્ષ્મિ આનંદે કલ્લોલ કરે છે, વૈકુંઠે વસી ભકતને દર્શન દે છે. (૨)
અંબા આદ્ય માયાનું ધ્યાન ધરે છે, ભૂમિ જન પાળીને કાર્ય કરે છે. (૨)

ગણુપતિ શુદ્ધિ બુદ્ધિ સ્નેહ લાવે, પ્રાણીમાત્રનાં દુઃખ હરવા ચહાવે. (૨)
માત, પિતાથી અતિ પ્રેમ વધારે, માત પ્રેમ ચંદ્ર સમો ધરે ત્યારે. (૨)
માટે માત, પ્રેમ અધિકો કહાવે, જેથી ભક્તો માતની સ્તુતિઓ ગાવે. (૨)
ભજો જન ભાવ થકી માત અંબા, બાળકોને સ્હાતી કરી કર લંબા. (૨)
ગાયત્રિ વેદની માત કલ્યાણી, સદા દ્વિજ–ભાવે ભજે પ્રેમ આણી. (૨)
સહુ ધર્મ વૈદિક કહેવા ચહે છે, વેદ પણ માતા ગાયત્રિને કહે છે. (૨)
વૈદિક ધર્માનુયાયી નહિ ભજતા, ગાયત્રિનો જાપ મુખેથી તજતા. (૨)
સૃષ્ટિ સહુ માતથી જન્મને પામે, જેથી માત પહેલી પછી સુત નામે. (૨)
ગાયત્રિનાં નામ ઘણેરાં કહાવે, બાળા, ત્રિપુરા, અંબા, લાડ લડાવે. (૨)
આદ્ય શકિત અંબિકા અકળ સ્વરૂપ, ભૂમિ ભાર ઉતારવા ધરે રૂપ. (૨)
સકળ શાસ્ત્રનું શાસ્ત્ર અંબા ભવાની, ભજે ભાવે દુઃખની શાન્તિ થવાની. (૨)
ભજે બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, દેવા, પૂર્ણ પ્રીત લાવી. કરે માની સેવા. (૨)

ત્રણે દેવથી ધર્મ ઉત્પત્તિ થઇ છે, કારણ સર્વ દેહે શકિત
વ્યાપી રહી છે. (૨)
માટે ભજો ભગવતી ભવભીડહારી, ચુનિ ચહી ચંડી નમે
વારીવારી. ૨

---

સંકટનો ગરબો રાગ-સહાય કરો આરાસુરવાળી અંબિકા.

સંકટ સમયે સહાય કરોને માતજી,
ભુલી મન શુદ્ધ સાન ભરાયો ભવજો;
કાળચક્રે ચઢયો ભૂતળમાં ભમતો ફરૂં,
ચારે બાજુ પ્રજાળતો દુઃખ દવજો. સંકટ સમયે. ૨
મહેર કરી મંમાયા માયા તાણીને,
ભવનો ફેરો ભગવતી ટાળી પાળજો;
ભાવે હું ભજતો આરાસુર અંબિકા,
ડુબતાને બચાવી સંકટ ટાળજો. સંકટ. ૨
ભુલચુકનો ભંડાર મુજમાં છે ભર્યો,
અઘટીત કર્મો આચરતો અપારજો;
વશ વહેમોને થાતો નહિ મા’ તુજથી,
શરણાડંગતને અંબાનો આધારજો. સંકટ. ૩
તુજ વિણુ મુજને ચેન પડે નહિ ચંડિકા,
નોધારાની અંબા કરજો સહાયજો;
બાળક તારો આવી ઉભો આંગણે,
નામે ચુનિલાલ પુજે તુજ પાયજો. સંકટ. ૪

**શ્રીના શણગારનો ગરબો. રાગ લાલા લહેરી સોરંગી લ્યો.**

સખીઓ ચાલો ચાચર જઇએ, માજી અંબિકાના ગુણ ગાઇએકે. સ.
મા'નો ચાચર ચોક અતિ રૂડો, મા'એ પહેર્યો સોનાનો ચુડો કે. સ.
મા'ને દરબારે ન મળે તાળુ, મા'એ પહેર્યો કસુંબલ સાળુ કે. સ.
મા'ની સાડી ઉપર છે લીંટી, મા'એ પહેરી હીરાની વીંટી કે. સ.
મા'ને પગે ઝાંઝરો ઝમકે, જાણે ચોદશ વિજળીઓ ચમકે કે. સ.
શિવને ચઢે છે બીલી પત્રો, મા'ને માથે સોનાનાં છત્રો કે. સ.
માનસરોવર નાહી ભર્યાં ઝારી, મા'ને નાકે મોતીની વાળી કે. સ.
મા'ના હસ્તે ગુલાબી ગોટા, મા'એ ભરીઆ સોનાના લોટા કે. સ.
મા'ને કંઠે સુવર્ણની માળા, ધરીઆ હારો ગજ મુક્તાવાળા કે સ.
મા'ને કાને કળાફૂલ લટકે, જરકસી ઝગે પાલવ પટકે કે. સ.
મા'ને હાથે કંકણો ચળકે, મા'ને કાને **એરીંગો લળકે** કે. સ.
મા'ના શણગારોનું આ ગાણું, જગત જનની ગાવાનું ટાણું કે. સ.
ગરબો ગાય શીખેને સાંભળશે, તેને જગત અંબા ફળશે કે. સ.
માટે ગાઓ સકળ નરને નારી, જય--અંબા બોલો વારી વારી કે. સ.

રચી. લી. શ્રીની કૃપાકાંક્ષી બાળા

**જયાગૌરી બ્હેન. ચુનિલાલ પંડ્યા.--નડિયાદ.**

---

## શ્રી જગદંબાના શુભ કાર્યમાં વધુ રકમની મદદ આપના-રનાં મુબારક નામોનું લીસ્ટ (રકમના અનુક્રમે)

રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા મેનેજર-ભારતજીવન અને "સસ્તી-વાર્તામાળા"-મુંબઇ અને અમદાવાદ.

૧ જટાશંકર મહાશંકર પંડીત વીરસદ તા૦ બોરસદ.

૨ દેશાઇ હરિભાઇ મરઘાભાઇ દેશાઇવગો નડિઆદ.

૩ શાહ રતનલાલ મોતીલાલ સેપટી કમીશન એજંટ પેટલાદ.

„ દેશાઇ ભીખાભાઇ વાઘજીભાઇ દેશાઇવગો નડિઆદ.

„ પટેલ ખોડાભાઇ મંગળભાઇ ધર્મજ તા. પેટલાદ.

„ શ્રાવણના સંઘવી રંકનાથ ઝવેરીલાલ બ્રહ્મપોળ નડિઆદ.

„ ડૉકટર ઉમીયાશંકર પ્રભાશંકર ભટ્ટ પેટલાદ.

„ વૈધરાજ જટાશંકર હરિશંકર ભટ્ટ વીરસદ તા. બોરસદ.

„ અમીન રામભાઇ શિવાભાઇ „ „

„ ડી. ચિમનલાલ રતનલાલ એન્ડ કું૦ ગ્યાસતેલના વેપારી પેટ-લાદ બજાર.

૪ કણસારા મંગળજી મણિલાલ પેટલાદ બજાર.

„ દેશાઇ જેઠાભાઇ બાબરભાઇ દેશાઇવગો નડિઆદ.

„ દેશાઇ છોટાભાઇ મંગળભાઇ „ „

„ પટેલ પુરૂષોત્તમદાસ ભાઇલાલ ભાદરણ હાલ નડિઆદ.

„ દેશાઇ આશાભાઇ મનોરભાઇ દેશાઇવગો નડિઆદ.

„ શાહ નટવરલાલ કેશવલાલ પેટલાદ બજાર.

„ ઉપાધ્યાય ગિરજાશંકર કેશવલાલ પેટલાદ વાળંદવાડા.

„ શ્રાવણના સંઘવી કનૈયાલાલ કૃષ્ણાજી ખંભાત (અમદાવાદ-સ્વ-ધર્મ મંડળના કાયમના સેક્રટરી)

૪ શુકલ અંબાલાલ હરિશંકર બ્રહ્મપોળ નડિઆદ.
„ શ્રીમતિ ડૉકટર મહાલક્ષ્મી જીવરામ નડિઆદ સાંથપીંપળી દલાલપોળ
„ નારાયણરાવ ગોપાળરાવ પેટલાદ બજાર.
„ શાહ રતનલાલ અમૃતલાલ „ „
„ ચોકશી શંભુલાલ છોટાલાલ „ „
„ પટેલ ડાહ્યાભાઇ બાબરભાઇ કાકરખાડ નડિઆદ.
„ ભટ્ટ હરિનારાયણ ભૂદેવરામ પીજ તા. પેટલાદ.
„ મહેતા માણેકલાલ છોટાલાલ અમદાવાદ ધનાસુતારની પોળ.
„ મોદી સોમચંદ સાંકળચંદ મોદીસાંથ નડિઆદ.
„ પંડયા પુરૂષોત્તમદાસ મગનલાલ પેટલાદ.
„ ભટ્ટ પુરૂષોત્તમદાસ ખુશાલદાસ વીરસદ તા. બોરસદ.
„ જોશી નાથાભાઇ કૃષ્ણારામ માજી જેલર છોટાઉદેપુર.
„ દેશાઇ નારણભાઇ નરસીંહભાઇ દેશાઇવગો નડિઆદ.
„ પટેલ છોટાભાઇ દેશાઇભાઇ કાકરખાડ નડિઆદ.
„ શ્રાવણના સંઘવી જાદવલાલ માધવલાલ પેટલાદ.
„ અમીન અંબાલાલ ધોરીભાઇ વીરસદ તા. બોરસદ.
„ ત્રિવેદી શંકરલાલ સોમેશ્વર કેરીઆવી તા. નડિઆદ.
„ શ્રીના પરમ ભક્ત પીજ તા. પેટલાદ.
„ જોશી સોમેશ્વર મોતીરામ ભટ્ટ સોજીત્રા તા. પેટલાદ.
„ બાળવૈદ્ય ઝવેરીલાલ હીંમતલાલ પંડયા પેટલાદ.
„ શાહ હરિલાલ પુરૂષોત્તમદાસ વીરસદ તા. બોરસદ.
„ અમીન ગોવર્ધનભાઇ ઝવેરભાઇ દાદાભાઇ. વીરસદ તા. બોરસદ.
„ સોની માણેકલાલ છોટાલાલ છાણી તા. વડોદરા.
„ શાહ અંબાલાલ ગિરધરદાસ વીરસદ તા. બોરસદ.

૪ સોની પરજારામ ખુશાલદાસ ,, ,,
,, ભટ્ટ ભોગિલાલ નાથજીભાઇ સ્કૂલ હેડ માસ્તર પાળજ તા. બોરસદ.
,, સોની મણીલાલ છોટાલાલ પેટલાદ ( પાળજવાળા )
,, કે. એલ. અમીન વીરસદ તા. બોરસદ.
૫ સુથાર રણછોડલાલ કીશોરદાસ પેટલાદ.
,, સુથાર અંબાલાલ પ્રભુદાસ નડિઆદ ડભાણ ભાગોળ.
,, સુથાર શંકરલાલ બકોરભાઇ ,, નાગરવાડો.
,, ત્રવાડી મોતીરામ નરોત્તમદાસ ધર્મજ તા. પેટલાદ.
,, દીક્ષિત ચંદ્રપ્રસાદ લીલાધર વડોદરા બાજવાડા હનમાન પોળ.
,, શુકલ મણિશંકર જગજીવન વડોદરા સુલતાનપુરા.
,, ભટ્ટ મોતીલાલ ધનસુખરામ ચાંદોદ શેષસાઇના પુજારી.
,, શાહ બુલાખીદાસ મોતીલાલ પેટલાદ.
,, સુથાર અંબાલાલ ખુશાલદાસ ,,
,, મોતીરામ બાપુજી રાસ તા. બોરસદ.
,, શાહ હીરાલાલ દ્વારકાદાસ પેટલાદ.
,, શાહ છોટાલાલ છગનલાલ ગાંધી પેટલાદ.
,, શાહ હીંમતલાલ મગનલાલ બીન છગનલાલ પેટલાદ.
,, મીસ્ત્રી પુજાલાલ છગનલાલ પીંપળોઇ તા. ભાદરણ.
,, શાહ હીંમતલાલ મગનલાલ ગાંધી પેટલાદ.
,, દવે બાપુલાલ નાથાલાલ ,,
,, મીસ્ત્રી મોહનલાલ કીશોરદાસ ,,
,, શંકરલાલ મોતીલાલ ,,
,, શાહ અંબાલાલ ખુશાલદાસ ,,
,, શાહ છોટાલાલ અંબાલાલ ,,

„ વૈદ્ય મણિશંકર પ્રભાશંકર „
„ સોની નટવરલાલ મગનલાલ ખંભાત ભાઇશેઠ વકીલની ખડકી.
„ મીસ્ત્રી મુળજીભાઇ લલ્લુભાઇ વડોદરા રાજમહેલ રોડ.
„ ભાવશાર આદિત્યરામ મનઃસુખરામ ભાવસારવાડ નડિઆદ.
„ સુથાર શિવરામ બાપુજી નડિઆદ નાગરવાડો.
„ વૈદ્ય ઇન્દુપ્રસાદ છોટાલાલ ભટ્ટ નાવલી તા. આણંદ સ્કૂલ.
„ વ્યાસ કેશવલાલ લલ્લુભાઇ પેટલાદ.
„ પુરોહિત મોહનલાલ રામશંકર ધર્મજ તા. પેટલાદ.
„ શાહ માધવલાલ ભુરાભાઇ ઉમરેઠ તા. આણુંદ.
„ ભટ્ટજી મણિલાલ મોતીલાલ ઉમરેઠ ભદ્રકાળી માતાજી.
„ શાહ મગનલાલ નરોત્તમદાસ ીરસદ તા. બોરસદ.
„ શાહ મણિલાલ છોટાલાલ કાપડીઆ પેટલાદ.
„ રેવાશંકર કૃપાશંકર જ્યોતિર્વિદ શાસ્ત્રી વડોદ તા. આણુંદ
„ જોશી મગનલાલ નાગેશ્વર પોલીસ હે. કૉ. અલીંદ્રા તા. માતર.
„ જોશી મોહનલાલ દલસુખરામ કુકરવાડા તા. વિજાપુર પ્રાં. કડી.
„ ભટ્ટ માણેકલાલ હરિશંકર વડોદ તા. આણુંદ આસી. મિત્રાલ
„ દવે અંબાલાલ નાથાભાઈ ગ્યાસતેલના વેપારી પેટલાદ.
„ શાહ માણેકલાલ ત્રિભુવનદાસ પેટલાદ.
„ મીસ્ત્રી ભગવાનજી માધવજી વજીરીઆ તા. ચાંણોદ.
„ મીસ્ત્રી મોતીલાલ હરિલાલ ડભોઇ તા. વડોદરા.
„ મોદી મણિલાલ કુબેરદાસ અમદાવાદ.
„ જોશી રેવાશંકર જીવતરામ કુકરવાડાના વિજાપુર પ્રાં. કડી.]

